# રાઠવા સમાજનાં લગ્નગીતો

(ભાગ-૩)

**સંકલન**

નીતા રાઠવા | નારણ રાઠવા | વીકિશ રાઠવા

**ભાષા સંશોધન પ્રકાશન કેંદ્ર**

**વડોદરા**

Marriage Songs of the Rathwas

(Part–3)

Compiled by

Nita Rathwa, Naran Rathwa, Vikesh Rathwa



**સંકલન :** નારણ રાઠવા, વીકેશ રાઠવા, નીતા રાઠવા

**મુખપૃષ્ઠ :** દેસીંગ રાઠવા

**અક્ષરાંકન :** સંજય રાઠવા

**મુદ્રણ સજ્જા :** નિરજ કેંગે

**પ્રકાશક :**

ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર
૬૨, શ્રીનાથ ધામ સોસાયટી, શ્રીનગર સોસાયટી સામે
દિનેશ મિલ પાછળ, વડોદરા
ફોન નં. : ૦૨૬૫- ૨૩૩૧૯૬૮

**મુદ્રક :** શિવમ્ ઑફસેટ, વડોદરા

આ પુસ્તકના પ્રકાશન માટે આદિજાતી મંત્રાલય, ભારત સરકાર તરફથી 'સેન્ટર ઑફ એકસિલેન્સ' પ્રકલ્પ હેઠળ અનુદાન મળેલ છે.

(વિના મુલ્ય વિતરણ માટે)

# અનુક્રમણિકા

# આભાર દર્શન

રાઠવા સમાજનાં યુવાન ભાઈઓ-બહેનો વગર આ પુસ્તકનો જન્મ શક્ય ન હતો. લગ્નગીતોના ખૂબ શોખીન એવાં ભાઈઓ-બહેનોના સક્રિય સહકારથી જ આ પુસ્તક અસ્તિત્વમાં આવ્યું છે. તેથી તેઓ જ વાસ્તવમાં આ પુસ્તકના લેખક ગણાય. ઘણા વર્ષોથી તેમની સાથે મારી ગાઢ મિત્રતા રહી છે. એ હું ક્યારેય નહીં ભૂલું. એમનો ઋણ સ્વીકાર નામ સહિત હું કરું છું.

તેજગઢ વિસ્તાર

| નામ | ગામ |
|---|---|
| ૧. રાઠવા ભાવસીંગભાઈ વરસનભાઈ | દેવલિયા |
| ૨. રાઠવા ઝીણાભાઈ દલસુખભાઈ | અછાલા |
| ૩. રાઠવા નગીનભાઈ જીરિયાભાઈ | હરદાસપુર |
| ૪. રાઠવા શારદાબેન વરસનભાઈ | હરદાસપુર |
| ૫. રાઠવા લલ્લુભાઈ ઝલુભાઈ | દેવલિયા |
| ૬. રાઠવા રમીલાબેન રસિકભાઈ | કોરાજ |
| ૭. રાઠવા રામસીંગભાઈ હસુભાઈ | પોટિયા |

રંગપુર વિસ્તાર

| | |
|---|---|
| ૧. રાઠવા ચંપાબેન નાનસિંગભાઈ | રંગપુર-સઢલી |
| ૨. રાઠવા શારદાબેન ખીમલાભાઈ | રંગપુર-સઢલી |
| ૩. રાઠવા દેસીંગભાઈ ચીલિયાભાઈ | રંગપુર-સઢલી |
| ૪. દિનકીબેન રાયસીંગભાઈ | રંગપુર-સઢલી |

| | |
|---|---|
| ૫. ભન્તીબેન વીરસીંગભાઈ | રંગપુર-સઢલી |
| ૬. કીડીબેન દેવજીભાઈ | રંગપુર-સઢલી |
| ૭. બાવીબેન મેતાળભાઈ | રંગપુર-સઢલી |
| ૮. ધાણકીબેન રાયસીંગભાઈ | રંગપુર-સઢલી |
| ૯. મંગલીબેન ઢેડાભાઈ | રંગપુર-સઢલી |
| ૧૦. હિંગલીબેન કીળિયાભાઈ | રંગપુર-સઢલી |
| ૧૧. રાઠવા ટીનકીબેન માલસિંગભાઈ | રંગપુર-સઢલી |

કવાંટ વિસ્તાર

૧. રાઠવા તનસીંગભાઈ - વાંટડા

૨. રાઠવા કુસુમબેન રેમતાભાઈ - ટંવા

પાવી જેતપુર વિસ્તાર

૧. રાઠવા મનહરભાઈ જીવનભાઈ - મોટી અમરોલ

૨. રાઠવા લખીબેન એચ- ગજરા

૩. રાઠવા નીતાબેન સુરેશભાઈ - મોટી અમરોલ

ઝોઝ વિસ્તાર

૧. રાઠવા ગીતાબેન તેલિયાભાઈ - ખોડીવલી

૨. રાઠવા લીલાબેન હરિભાઈ- મલાજા

૩. રાઠવા શીલાબેન રૂપસીંગભાઈ - અલસીપુર

મારા કેટલાક ખાસ યુવાન શિક્ષિત મિત્રોને સાભાર સમરું છું. જેવા કે સંજયભાઈ બી રાઠવા, ભાવસીંગભાઈ વી. રાઠવા, વિકેશભાઈ બી. રાઠવા, મારાં ધર્મ પત્ની નામે રેવાબેન. એન રાઠવા તથા વિકેશભાઈ બી. રાઠવા અને નીતાબેન એસ. રાઠવા બન્ને મારી સાથે વાચા સંગ્રહાલય, તેજગઢમાં કામ કરે છે. તેથી તેઓ મારી સાથે જ

રહ્યાં છે. ખાસ કહું તો તેઓના સહકારથી આ પુસ્તક તૈયાર થયેલ છે. લગ્નગીતો અને પરંપરાગત વિધિવિધાન લખવામાં તેમજ પુસ્તકની તૈયારીમાં તેઓએ ઘણો જ સમય ફાળવ્યો છે. તેઓએ કરેલા સંકલન બાદ એમની સાથે બેસીને રહીને, ગાયને ઘણાં બધાં ગીતો જાતે સંકલન કરીને મૂકેલ છે. આ પરંપરાગત વિધિ વિધાન ચાર-પાંચ વિસ્તારનાં છે. એટલે થોડી ઘણી ગૂંચવણ પડતી હતી. પરંતુ ઉપરોક્ત મિત્રોએ ખાસ જહેમત ઉઠાવી તેથી તેને શક્ય બનાવ્યું.

આમ કંઠોપકંઠ રાઠવા પરંપરાગત લગ્નગીતો અને વિધિવિધાનને લખવાની પ્રક્રિયા લાંબી અને થોડી મુશ્કેલીભરેલી હતી. પણ તેનાં ફળો સાચે જ આનંદદાયક રહ્યાં. એનાથી મારી ધીરજ, કેળવણી અને આનંદમાં વૃદ્ધિ થઈ.

નારણ રાઠવા

# આપણી વાત

આદિવાસી ભાઈઓ તથા બહેનો,

આપણા હાથમાં રાઠવા સમાજના લગ્નગીતોની નાની ચોપડી છે. તેને વાંચીએ, ગાઈએ તેમાં ખુબ મજાનાં ગીતો છે. આપણે ત્યાં અત્યાર સુધી આપણા સમાજનાં આપણી ભાષામાં, આપના રાગમાં કોઈ પુસ્તક લખાયું નથી. આ ગીતોમાં આપના સમાજના અને વિસ્તારના વિધિ પ્રમાણેનાં ગીતો છે. તેને આપણે સાચવી જીવંત રાખીએ.

આદિવાસી સમાજમાં લગ્નગીતો, તહેવારના ગીતો, વિધિઓ, મૌખિક પરંપરામાં રહેલુ સાહિત્ય છે. આદિવાસી સમાજમાં જે મૌખિક સ્વરૂપમાં ગવાય છે તે આદિકાળથી આજ દિન સુધી મૌખિક રીતે જીવિત સ્વરૂપમાં જોવા મળે છે. જેને દસ્તાવેજીકરણ કરવા પાછળનો મારો હેતુ ફિલ્મીગીતો, ડી.જે, ટી.વી, મોબાઈલ અને કોમ્પ્યુટરની દુનિયામાં ખોવાઈ ન જાય અને આપણને મળેલો વારસો ગુમાવી બેશીએ તે પહેલા આપણી સંસ્કૃતિ ટકાવવી તે આપણી ફરજ છે. આજે આદિવાસી લગ્નગીતો ખુબ ઓછા જોવા મળે છે. તેથી રાઠવા સમાજના લગ્નગીતો, વિધિઓ સંપૂર્ણ પણે ભુલાવાની અવસ્થામાં છે. તેનું દસ્તાવેજીકરણ કરવું ખૂબ જરૂરી છે. એ હેતુથી રાઠ વિસ્તારના લગ્નગીતો અહિં આપના હાથમાં અરીસા સમાન રાખેલ છે.

કહેવાતા ઉચ્ચ સમાજનું સાહિત્ય લેખિત સ્વરૂપમાં છે પરંતુ આપણા આદિવાસીઓનું સાહિત્ય મૌખિક પરંપરામાં સચવાયેલું છે. આજના વર્તમાન સમયમાં આપનું જે મૌખિક પરંપરાગત સાહિત્ય છે એ ઘણા ઓછા વ્યક્તિઓ પાસે જળવાઈ રહેલું છે. મૌખિક પરંપરામાં રહેલું સાહિત્ય પેઢી-દર પેઢી ચાલી આવતુ સાહિત્ય છે. આજના શિક્ષિત યુવાપેઢીઓમાં મૌખિક સાહિત્ય ઘણા ઓછા અંશે જોવા મળે છે. આપણા ગીતો વિધિ પ્રમાણે કયાં અને કયારે ગવાય છે તે આજના શિક્ષિત યુવા પેઢીને ખબર નથી. આદિવાસી સમાજનું મૌખિક પરંપરામાં જે સાહિત્ય છુપાયેલું છે

તેને દસ્તાવેજીકરણ કરી લેખિત સ્વરૂપ આપવું જેથી આજના શિક્ષિત ભાઈ-બહેનો તેમના મુખે જીવંત રાખે તેવા હેતુથી અમે 'રાઠવા સમાજનાં લગ્નગીતો' આપણી સમક્ષ મુકી રહ્યા છીએ.

ઓરંસગ નદી કિનારાની આજુબાજુ આ ગીતો-વિધિઓ વર્ષોથી ગવાતા રહેલા છે. રાણીકજલ, બાબોપિઠોરો, બાબોભેંહો, કનસરીમાતા, કલકીમાતા બધાએ કેટલાક ગીતો સાંભળ્યા હશે. આજે આ ગીતો લખાય ગયેલા છે. ઓરંસગ, નર્મદા, મહિ કિનારે-કિનારે તેમનો અવાજ ફરી-ફરી ઉઠતો રહેશે. બહેનો-ભાઈઓ મેળાઓમાં, તહેવારોમાં, ગોવાળમાં, ડુંગરો પર, નદીઓમાં, લગ્નપ્રસંગોમાં વાગતા ઢોલના તાલે નૃત્ય કરતા-કરતા આ ગીતો ગવાતા રહેશે ત્યારે આપના પૂર્વજો સાંભળતા રહેશે કે ઓછામાં ઓછું આપણી ભાષા, આપણા નાચણા, આપણા ગીતો, રીતરિવાજ પ્રમાણે વિધિઓ ટકી રહે, સંસ્કૃતિ જીવંત રહે, એજ વાત....

બહેનો આ ચોપડીમાં જુદા-જુદા વિસ્તારના લગ્ન-વિધિ પ્રમાણેના ગીતો આપ્યાં છે. તેમાં ત્રણ ભાગ છે.

પહેલાં ભાગમાં સોંગ ભરવાની વિધિ અને ગીતોથી લઈ ઉકેડી રમાડવાની વિધિ અને ગીતો નું વર્ણન કરેલ છે.

બીજા ભાગમાં માંડવાના દિવસે ગવાતા ગીતો અને માંડવામાં થતી સોંયતકની વિધિ ના ગીતો મુકેલ છે.

ત્રીજા ભાગમાં ગોત્રીજ પૂજવાની વિધિથી લઈ કન્યાને પરણીને ઘરમાં લાવતા સુધીની વિધિ અને ગીતો આ ભાગમાં મુકવામાં આવેલ છે.

ઉપરોક્ત ત્રણ ભાગની અલગ-અલગ પુસ્તીકાઓ તૈયાર કરેલ છે અને તેની સાથે ઓડિયોસીડી પણ તૈયાર કરેલ છે.

લગ્નગીતો-લગ્નવિધિઓનું મૌખિક પરંપરામાં રહેલ સાહિત્ય બહેનો-ભાઈઓના જીવન સાથે વણાયેલું છે. લોકકંઠે રમતું આ સાહિત્ય લેખિત સ્વરૂપથી અનોખું છે. કંઠોપકંઠ પરંપરા એ આદિવાસી સાહિત્યનું મુખ્ય લક્ષણ છે. જે બાપદાદાઓના જમાનાથી સમાજમાં મૌખિક વ્યવહારમાં ચાલતું આવ્યું છે. રાઠવી સાહિત્ય લેખિત સ્વરૂપમાં છે. કેટલાંક સર્જકોએ સર્જનાત્મક કામ પણ શરૂ કરેલ છે. રાઠવીના મૌખિક સાહિત્યમાં લગ્નગીતો, લગ્નવિધિઓ હોળીગીતો, ઉજાણી દિવાસાનાં ગીતો, બાબા

પિઠોરાના મંત્રો(ગીતો)માં સંસ્કૃતિ, સાહિત્ય અને ઇતિહાસ મળી આવે છે.

આશા છે કે આ સંકલન આપણા સમાજની મૌખિક પરંપરાને જીવંત રાખવા મદદરૂપ બનશે.

**નીતા રાઠવા**

**નારણ રાઠવા**

**વીકેશ રાઠવા**

# ગોત્રીજની વિધિ

બેઠક (જમણવાર)ના દિવસે રસોડું તૈયાર થયા બાદ ગોતરેડો ભરવાની વિધિ કરવામાં આવે છે. કન્યા કે વરના કાકા અથવા કુટુંબની વ્યક્તિ ગોતરેડો ભરે છે. ગોતરેડો ભરવા માટે ગોત્રીજ નજીકના કૂવે માટીનો ઘડો લઈને ઢોલવાજા સાથે પાણી ભરવા જાય છે. કૂવે જઈને પાંચ વખત ચાંદલા કરી, દારૂ તરાપી તેનું પૂજન કરવામાં આવે છે. ઘડામાં પાણી ભરી ઘડા ઉપર નાળિયર મૂકવામાં આવે છે અને તેની ઉપર સફેદ કાપડનો ટુકડો ઓઢાળીને પછી વધાવવામાં આવે છે. પાંચ ગોત્રીજ થઈને એક ભાઈના માથા ઉપર ઘડો ચઢાવે છે અને ઢોલવાજા સાથે પાછા કન્યા કે વરને ઘરે જાય છે. વર કે કન્યાના માતાપિતા અને વર કે કન્યા ગોત્રીજને વધાવે છે. વધાવ્યા બાદ ઘડો ઘરલી દેવીના સ્થાનક આગળ મૂકવામાં આવે છે. જમવા માટે જે રસોડું બનાવેલું હોય તે અને ગોત્રીજદેવની પૂંજા વિધિ માટે બનાવેલ ઢેબરાં તથા દારૂ આ બધી વસ્તુઓથી ગોત્રીજદેવની પૂજાવિધિ કરવામાં આવે છે જે પૂજા વિધિ કુટુંબના ગોત્રીજ, ઘર માલિક અને પૂજારો કરે છે. પૂજન કર્યા બાદ ગાય, કૂતરા અને દેવી-દેવસ્થાનનાં સ્થાનકો હોય ત્યાં નૈવેધ મૂકે છે અને પૂજન કરે છે. ત્યાર બાદ કુટુંબીજનો જમવા બેસે છે. કુટુંબીજનો જમ્યા બાદ ગામ અને સગાંવહાલાંઓને જમાડવામાં આવે છે.

ગોતરેડાનો ગોતરીજ તેડાવો ગોતરેડો ભરી આલે
ગોતરેડાનો ગોતરીજ તેડાવો ગોતરેડો ભરી આલે
ગોતરેડાનો ચીમન તેડાવો ગોતરેડો ભરી આલે
ગોતરેડાનો ચીમન તેડાવો ગોતરેડો ભરી આલે
ગોતરેડાની ઝમકુ તેડાવો ગોતરેડો ભરી આલે
ગોતરેડાની ઝમકુ તેડાવો ગોતરેડો ભરી આલે.

•

ચીમન ચાટો ગોતરેડો ભઈરો મારા બાવાજી રામ હોય
ચીમન ચાટો ગોતરેડો ભઈરો મારા બાવાજી રામ હોય
દારૂ પીવે જન ઘોડાનું મુતર મારા બાવાજી રામ હોય
દારૂ પીવે જન ઘોડાનું મુતર મારા બાવાજી રામ હોય

•

હિના પૂજારાને બાહરો કાઢ ઘીહરી સેરી ભર્યો
હિના પૂજારાને બાહરો કાઢ ઘીંહરી સેરી ભર્યો
હિની સમતુને બાહરી કાઢ ઘીંહરી સેરી ભરી
હિની સમતુને બાહરી કાઢ ઘીંહરી સેરી ભરી.

•

હિના રમેશના રૂમાલના ચારે સેહળા
સેહળા રંગે રંગાયલા
હિના ખુરબાનની ધોતીના ચારે સેહળા
સેહળા રંગે રંગાયલા
હિની રમતુના ઘાઘરાના ચારે સેહળા
સેહળા રંગે રંગાયલા.

•

ડીડયાં જોડો રે મારાં રાસિયા
ડીડયાં જોડો રે મારા રાસિયા
આડયા ખેલો રે મારા રાસિયા
આડયા ખેલો રે મારા રાસિયા.

•

તાતુ લાગે રે બેની તાતુ લાગે
જલદી વધાવો બેની જલદી વધાવો
તાતુ લાગે રે બેની તાતુ લાગે
જલદી વધાવો બેની જલદી વધાવો.

• • •

# બેઠકના દિવસે ગવાતાં ગીત

ગોત્રરીજની વિધિ પુરી થતા સગાવ્હાલાઓ તથા ગામના ભાઈ-બહેનો બાળકો ને જમાડવામાં બેસાડવામાં આવે છે. અને તેમાં જે રસોઈ બનાવી હોય તે બધાને એક લાઈનમાં બેસાડીને જમાડવામાં આવે છે. આ જમણ ખાખરના પાનની બાજ-પડીયામાં જમાડે છે અને બહેનો સગાવ્હાલા બેન-બનેવી, ફોઈ-ફૂવા, મામા-મામી જમવાના ગીતો ગાય છે.

રસોયા નદિએ નાવા જેલા રસોયો દુનાઇ જેલી
ભાવસિંગ નદિએ નાવા જેલો દાળ દુનાઇ જેલી
ભાવસિંગ માવલીૃને મલવા જેલો દાળ દુનાઇ જેલી
વિકેશ નદિએ નાવા જેલો ભાત દુનાઇ જેલુ
સંજય કોતડે નાવા જેલો શાક દુનાઇ જેલી.

•

વીરા તારા મોંમોંને નોતર્યા કે નઈ રે
વીરા તારા દનમાં કેવુક લાગે
વીરા તારી બેનોને નોતર્યા કે નઈ રે

વીરા તારા દનમાં કેવુક લાગે
વીરા તારા બનેવીને નોતર્યા કે નઈ રે
વીરા તારા દનમાં કેવુક લાગે
વીરા તારી ફોયોને નોતર્યા કે નઈ રે
વીરા તારા દનમાં કેવુક લાગે
વીરા તારા ફુવોને નોતર્યા કે નઈ રે
વીરા તારા દનમાં કેવુક લાગે
નોતર્યા ખરા પણ આયવા કે નઈ રે
વીરા તારા દનમાં કેવુક લાગે.

•

મારે નવલે ચુલે મેયલી મસુરની દાળ
મારે નવલે ચુલે મેયલી મસુરની દાળ
એને કોણ કોણ જમશે મસુરની દાળ
એને કોણ કોણ જમશે મસુરની દાળ
એને કયો જમાય જમશે મસુરની દાળ
એને કયો જમાય જમશે મસુરની દાળ
એને વેસ્તો જમાય જમશે મસુરની દાળ
એને વેસ્તો જમાય જમશે મસુરની દાળ

મારે નવલે ચુલે મેયલી મસુરની દાળ
મારે નવલે ચુલે મેયલી મસુરની દાળ.

•

સામે ઓટીલે એલુ કોણ કોણ જમવા બેઠુ
સામે ઓટીલે એલુ કોણ કોણ જમવા બેઠુ
સામે ઓટીલે એલા બનેવી જમવા બેઠા
સામે ઓટીલે એલા બનેવી જમવા બેઠા
પૂછી રે જુઓ એને શું શું રે ભાવે
પૂછી રે જુઓ એને શું શું રે ભાવે
બટાકા રે ભાવે એને સપાટા રે આલો
બટાકા રે ભાવે એને સપાટા રે આલો
દૂધી રે ખાઇ એને બુધ્ધિ રે આવે
દૂધી રે ખાઇ એને બુધ્ધિ રે આવે
સામે ઓટીલે એલુ કોણ કોણ જમવા બેઠુ
સામે ઓટીલે એલુ કોણ કોણ જમવા બેઠુ.

•

ધમ ધમ રે વેસ્તી વેવા ખાવા આવેલી
આવવાની દીધી તે લોભે સરકી આવેલી

કપડાની મયલા તે શેવાર ગોવી આવેલી
ધમ ધમ રે સવિતા વેવા ખાવા આવેલી
આવવાની દીધી તે લોભે સરકી આવેલી
કપડાની મયલા તે શેવાર ગોવી આવેલી.

•

મોટે ડુંગર મોટો ઘાસ રે બોંઈધો ઘોડીલોં ભૂખે મરે
મોટોનો કરશન ઘાસ વાડી લાવે બોંઈધો ઘોડીલોં ભૂખે મરે
મોટે ડુંગર મોટો ઘાસ રે બોંઈધો ઘોડીલોં તરસે મરે
મોટોની કમતી પાણી ભરી લાવે રે બોંઈધો ઘોડીલોં તરસે મરે
મોટે ડુંગર મોટો ઘાસ રે બોંઈધો ઘોડીલોં ભૂખે મરે
મોટે ડુંગર મોટો ઘાસ રે બોંઈધો ઘોડીલોં તરસે મરે
મોટોનો હમીર ઘાસ વાડી લાવે રે બોંઈધો ઘોડીલોં ભૂખે મરે
મોટોની લીલા પાણી ભરી લાવે રે બોંઈધો ઘોડીલોં તરસે મરે
મોટોનો સુરેશ ઘાસ વાડી લાવે રે બોંઈધો ઘોડીલોં ભૂખે રે
મોટોની નીતા પાણી ભરી લાવે રે બોંઈધો ઘોડીલોં તરસે મરે.

•

અજું સાટી રે મારી બેનીના વેવા ખાવા આવેલી
વિક્રમ સાટો રે મારી બેનીના વેવા ખાવા આવેલો

નારણ સાટો રે મારી બેનીના વેવા ખાવા આવેલો
રેવા સાટી રે મારી બેનીના વેવા ખાવા આવેલી
સંજય સાટો રે મારી બેનીના વેવા ખાવા આવેલો
ટીના સાટી રે મારી બેનીના વેવા ખાવા આવેલી.

•

માવલી તારા ભાવસીંગને કાં મેલી આવે તા
સારયાં તલે ઢાંકી આવેલી
ભાવસીંગ તારી માવલીને કાં મેલી આયો તા
સારયા તલે ઢાંકી આવેલો
ચંપા તારી શારદા ને કાં મેલી આવી તા
સારયા તલે ઢાંકી આવેલી.

•

સાડા બાર વાગ્યા લી સુધા પાસી જા
ટોપલીમાં ઢેબરાં ભૂલી આવી લી સુધા પાસી જા
સાડા બાર વાગ્યા લા સંજય પાસો જા
પોચિયામાં તાડી ભૂલી આયોલા સંજય પાસો જા.

•

કરશન આઈવો મેલે કપડે
કરશન આઈવો મેલે કપડે
સાબુ હતુ પાણી નતુ
કમતી આઈવી મેલે કપડે
પાયો હતો બરાશ નતુ
પાણી હતુ ધોબી નતો
નારણ આઈવો મેલે કપડે
રેવલી આઈવી મેલે કપડે
સંજય આઈવો મેલે કપડે
ટીના આઈવી મેલે કપડે
સાબુ હતુ પાણી નતુ
પાયો હતો ધોબી નતો.

•

ડાબે ખૂણે ડોમણિયું ડોલે રે
એવી જશી હિજનિયેન હિંજે રે
એવી નયના હિજનિયેન હિંજે રે
એવી ભારતી હિજનીયેન હિજે રે
એવી કૈલાસ હિજનિયેન હિંજે રે

એવો વિકેશ હિજનિયો હિંજે રે
એવો ભાવસિંગ હિજનિયો હિંજે રે.

•

લીંબડે બાંધ્યુ માયકલા બનેવી તમને શેનો પાવર રે
પહેરવાના લેંગા અમે લઇ આલીયે તમને શેનો પાવર રે
આંગણાંમાં બાંધ્યો મંડપલા મામા તમને શેનો પાવર રે
પહેરવાનાં ધોતિયાં અમે લઇ આલીયે તમને શેનો પાવર રે
માંડવાનો પાવર અમારોલા મામા તમને શેનો પાવર રે
આંગણાંમાં બાંધ્યો મંડપલી મોમીઓ તમને શેનો પાવર રે
હાથોની બંગડી અમે લાઈ આણીયે તમને શેનો પાવર રે
પગના ચંપલ અમે લઇ આલીયે તમને શેનો પાવર રે
લીંબડે બાંધ્યુ માયકલા બનેવી તમને શેનો પાવર રે
પહેરવાના કપડા અમે લઇ આલીયે તમને શેનો પાવર રે
માયકનો પાવર અમારોલા બનેવી તમને શેનો પાવર રે
લીંબડે બાંધ્યું માયકલા બનેવી તમને શેનો પાવર રે.

•

ધામુ ધામુ રે સમતુ સાટી સોખા ખાવા આવેલી
કાંઈ શોભા દેખાણે આવેલી

ધામુ ધામુ રે રેવલી સાટી સોખા ખાવા આવેલી
કાંઈ શોભા દેખાણે આવેલી
આવેણેની દેય તે સાંદો ફાડી આવેલી
આવેણેની દેય તે સાંદો ફાડી આવેલી
ઘાઘરો ની હોય તે ઝીણે પોથી આવેલી
ઘાઘરોની હોય તે ઝીણે પોથી આવેલી
ધામુ ધામુ રે સમતુ સાટી સોખા ખાવા આવેલી
કાંઈ શોભા દેખાણે આવેલી આવેણેની દેય તે સાંદો ફાડી આવેલી.

•

સોનાની બાજે કિલાવોરે લટે
લાજે સુટી બાજે વાળો.

•

સીદુ થોલુને પરજા વધારે મે ગુલીયો
મેળો ભરાયો મેલા મેલ

•

માલે ચડુને ભેડુ મચુરની દાળ
મારા ચોકડા મોતીને ભાવે મચુરની દાળ

સારલુ બાંધો કેળીને સડલો

કણકી સોકો છ પાલી દાળ છ પાલી દાળ

કઇ હો ગામના જમ્યા કે નઈ નઈ રે નઈ

જમ્યા છે પુણ ઝુટા બોલે નઈ નઈ રે નઈ.

•

વાડી મે વાવેલી રે કાચી ભાજી

ખોળો વાળી વેણજો રે કાચી ભાજી

તેલ મે ચમકાવી દમ કેળીને ભાવે રે કાચી ભાજી.

•

રાજા રામની તલાવડીમાં માછલી મલકે

જેવી માછલી મલકે તેવી ચંપા મલકે

માછલી બજારમાં વેચાય ચંપા હજારમાં વેચાય.

•

લીંબુ ખાટુ રે ખાટુ લીંબુ જરા ના મીઠુ

દર્શના જાડી રે જાડી દર્શના જરાના પાતડી.

•

વાલોડીની પાપડી વાલોડીની પાપડી

કોણ વેણવા જાય રે  વાલોડીની પાપડી
શારદા મારી બેન થાય ચંપા મારી
ભાભી થાય તે જ વેણવા જાય રે વાલોડીની પાપડી.

•

બોંડી ગધેડિયે આયવો હેલો ચિલિયો
કોં બોંદુ કોં બોંદુ કરતો આયવો હેલો ચિલિયો
બોંડી ગધેડિયે આયવો હેલો વીરસીંગ
કોં બોંદુ કોં બોંદુ કરતો આયવો હેલો વીરસીંગ

•

સોખા સરખો સોખો રે ગોરી બેની
તમારી સરખો સોખો નય મળે
સોખા સરખો સોખો રે ગોરી બેની
બાપુ સરખા સસરા નય મળે
સોખા સરખો સોખો રે ગોરી બેની
માડી સરખી સાસુ નય મળે
સોખા સરખો સોખો રે ગોરી બેની
બેની સરખી નણંદ નય મળે.

•

કુંજેરા સડી સડી કુંજેરા સડી સડજી

રે મારી બેની રજુ બેની કાં રે

કુંજેરા સડી સડી કુંજેરા સડી સડી

રે મારી બેની વર્ષા બેની કાં રે

કુંજેરા સડી સડી કુંજેરા સડી સડી

રે મારી બેની રમેશ ભાયો કાં રે

કુંજેરા સડી સડી કુંજેરા સડી સડી

રે મારી બેની લાલુ ભાયો કાં રે.

•

બેનીના મામા ઘણાં સેટા રે ગોરી બેની

રડતેલા શાના રીજો રે

બેનીના બનેવી ઘણાં સેટા રે ગોરી બેની

રડતેલા શાના રીજો રે

બેનીની બેની ઘણી સેટી રે ગોરી બેની

રડતેલા શાના રીજો રે

બેનીના ફુવા ઘણાં સેટા રે ગોરી બેની

રડતેલા શાના રીજો રે.

•

બસમાં નજર નાખસો બેની મામા રે આવશે
ગાડીમાં નજર નાખસો બેની મામીઓ રે આવશે
રોડે નજર નાખશો બેની બેનો રે આવશે
રસ્તે નજર નાખશો બેની ફોઈ –ફુવા આવશે
હાટમાં નજર નાખશો બેની બેનપણીઓ મળશે.

•

કેરનો મંડપ બકેલો હો નારણ મોંઢુ સેને કરમાય
કેરનો માયક બકેલો હો નારણ મોંઢુ સેને કરમાય
તારાથી ના બને તો વાયદો ના કરીએ મોંઢુ સેને કરમાય
કેરનો શેરો બકેલો હો સંજય મોંઢુ સેને કરમાય
તારાથી ના બને તો વાયદો ના કરીએ મોંઢુ સેને કરમાય
કેરનો બુટ બકેલો હો ભાવસિંગ મોંઢુ સેને કરમાય
તારાથી ના બને તો વાયદો ના કરીએ મોંઢુ સેને કરમાય.

•

નદી કિનારે નંગ મોતી રેણુબેન
નદી કિનારે નંગ મોતી રેણુબેન
તેની ઘડાવો નંગ વીટી રેણુબેન
તેની ઘડાવો નંગ વીટી રેણુબેન

વીટી પેરીને સાસર જવુ રેણુબેન
વીટી પેરીને સાસર જવુ રેણુબેન.

•

સેગવો નદી કિનારે નાગરવેલ રે
સેગવો લીલો જેના મારુજી
હરદાસપુરમાં કોન સે કુંવારુ રે
સેગવો લીલો જેના મારુજી
હરદાસપુરમાં રેણુબેન કુંવારા રે
સેગવો લીલો જેના મારુજી.

•

એલો ઝીણિયો ચોર ચોરી ગયો મારી ગોદળી
એલો ઝીણિયો ચોર ચોરી ગયો મારી ગોદળી
એને બાવળિયે લટકાવો એને કુવેચ લગાડો
ચોરી ગયો મારી ગોદળી
એને બોરડીએ લટકાવો અને કોટેડા ભગાડો
ચોરી ગયો મારી ગોદળી
એને સિમરે બાંધો એને ઘાસ રે નાખો
ચોરી ગયો મારી ગોદળી.

•

હરદાસપુરમાં તાડ મરી જેલા સબીરીયું વાગે
નરસિંહ તે તાડીવનો આવ્યો સબીરીયું વાગે
ઝોઝમાં કોતેડા ભરી જાય રે સબીરીયું વાગે
હરદાસપુરમાં મહુડા મરી જેલા સબીરીયું વાગે
નરસિંહ તો દુદા ધરતો આવ્યો સબીરીયું વાગે
નરસિંહ તો દારૂ પીવા રડે સબીરીયું વાગે.

•

કિડાયલી ગધેડીએ આવ્યો એલો નંદુ
કો બાધું કો બાધું કરતો આવ્યો એલો નંદુ
કિડા ખખેરતો આવ્યો એલો નંદુ
ખાવાનું પૂછતો આવ્યો એલો નંદુ
સુધાને પૂછતો આવ્યો એલો નંદુ.

•

ગુલાબની વાડીમાં રેવુ રે બકીબેન લીલા લેર
બેનોની જોડીમા રેવુ  રે બકીબેન લીલા લેર
વીરાની જોડીમાં રેવુ રે બકીબેન લીલા લેર.

•

ચૂંદડી મૂલવુ તો મૂલ ઘણું થાય રે પાવાગઢની ચૂંદડી
ચૂંદડી મૂલવુ તો મૂલ ઘણું થાય રે પાવાગઢની ચૂંદડી
ચૂંદડી મૂલવુ તો મૂલ દરિયો રંગાય રે પાવાગઢની ચૂંદડી
ચૂંદડી મૂલવુ તો મૂલ દરિયો રંગાય રે પાવાગઢની ચૂંદડી

•

બેનના માંડવા પાછળ ફૂલવાડી બેન બોલતા કેમે નથી
બેનના બાપુ બોલાવે બેન  બોલતા  કેમે નથી
બેનના માતા બોલાવે બેન બોલતા કેમે નથી
બેનના માંડવા પાછળ ફૂલવાડી બેન બોલતા કેમે નથી
બેનના વીરા બોલાવે બેન બોલતા કેમે નથી
બેનના ભાભી બોલાવે બેન બોલતા કેમે નથી
બેનના માંડવા પાછળ ફૂલવાડી બેન બોલતા કેમે નથી
બેનના કાકા બોલાવે બેન બોલતા કેમે નથી
બેનની કાકીઓ બોલાવે બેન બોલતા કેમે નથી
બેનના માંડવા પાછળ ફૂલવાડી બેન બોલતા કેમે નથી.

•

ચંપે ચડોને નીચે ઉતરો મારા બેની
બેનો આવે તો નીચે ઉતરો મારા બેની

બનેવી આવે તો નીચે ઉતરો મારા બેની

સાડીઓ લાવે તો નીચે ઉતરો મારા બેની

ચંપે ચડોને નીચે ઉતરો મારા બેની

મામા આવે તો નીચે ઉતરો મારા બેની

મામીઓ આવે તો નીચે ઉતરો મારા બેની

ચંપલ લાવે તો નીચે ઉતરો મારા બેની

ચંપે ચડોને નીચે ઉતરો મારા બેની.

•

કોન કોન નોતરે આયવા જલેબી લાડવા

નારણ નોતરે આયવા જલેબી લાડવા

રેવલી નોતરે આયવા જલેબી લાડવા

કોન કોન નોતરે આયવા જલેબી લાડવા

સંજય નોતરે આયવા જલેબી લાડવા

ટીના નોતરે આયવા જલેબી લાડવા

કોન કોન નોતરે આયવા જલેબી લાડવા

નંદુ નોતરે આયવા જલેબી લાડવા

સુધા નોતરે આવી જલેબી લાડવા

•

મોટા પેટના સંજયને કોને નોતરિયો

પંદર પાલી ચોખા હમાયડા મોટા પેટના સંજયને કોને નોતરિયો

બાર બેડા પાણી સમાયડા મોટા પેટના સંજયને કોને નોતરિયો

મોટા પેટની ટીનાન કોને નોતરી

એક તપેલો દાળ સમાયડી મોટા પેટની ટીનાન કોને નોતરી

એક ખુમચો જલેબી સમાયડી મોટા પેટની ટીનાન કોને નોતરી.

•

નંદુ કાલનો તેડેલો આજે સીધો આવ્યો

નદું આજે મારી કલી કાલે તારુ ભેડકુ

નંદુ કાલનો તેડેલો આજે સીધો આવ્યો

સુધા કાલની તેડેલી આજે સીધી આવી

સુધા આજે મારી જલેબી કાલે તારી રાબડી.

•

બેન લીંમડીની બજારે વીરા વાયટો જુવે સે

બેન તેજગઢની હાઈસ્કૂલે ભાઈબંધો વાયટો જુવે સે

બેન લીંમડીની બજારે વીરા વાયટો જુવે સ

બેન જેતપુરની બજારે બેનો વાયટો જુવે સે

બેન બોડેલી બજારે બનેવી વાયટો જુવે સે
બેન લીંમડીની બજારે વીરા વાયટો જુવે સ
બેન ઉદેપુરના હાટોંમે ભાભીઓ વાયટો જુવે સે
બેન લીંમડીની બજારે વીરા વાયટો જુવે સે.

•

બેનને પાનવડ જવાનો ઘણો સોખ
પોપટ પાંજરામેં બોયલા કરે
બેનને સાસરે જવાનો ઘણો સોખ
પોપટ પાંજરામેં બોયલા કરે.

•

લીલી વાડી મેં લીલો ડમરો મોરા રાજ
ફૂલડા વીણવા ગઈતી મોરા રાજ
ફૂલડા વીણવા ગઈતી મોરા રાજ
એકે બેનીનો જોડો સોડયો મોરા રાજ
ફૂલડા વીણવા ગઈતી મોરા રાજ
ફૂલડા વીણવા ગઈતી મોરા રાજ.

•

અંતરનો લીલો પીળો રંગ

રંગ ગયો સાસરે રે

બાપા મારુ લાયસન કઢાવો,

નથી જવું સાસરે રે

નદીની કોરે કોરે વડલો રે

ડાળ નમી ના જાય

રૂમડિયાની સોરીઓ આવહે રે

બેન સરમાય ના જાય.

•

કોયલ બોયલાં આંબલા ડાળ રે,

કોયલ બોયલાં મન રયાં રે.

બેની કે'મે બાપા વરના જરીના રે'મ રે

બેની કે'મે બાપા વરના જરીના રે'મ રે

કોયલ બોયલાં મન રયાં રે.

બેની કે' મે માંડી વરના જરીના રે'મ રે,

કોયલ બોયલાં મન રયાં રે.

•

કૂવાના ટોડલે પોપટ બેઠાં હો બેની

કૂવાના ટોડલે પોપટ બેઠાં હો બેની.

બાપાનાં ભાતા કોય લાવહે હો બેની

બાપાનાં ભાતા કોય લાવહે હો બેની

માડીનાં દવણાં કોય દવસે હો બેની

માડીનાં દવણાં કોય દવસે હો બેની

ભાયાનાં લુગડાં કોય ધોવસે હો બેની

ભાયાનાં લુગડાં કોય ધોવસે હો બેની.

•

લીલી કોસીમડીનો સાંયો રે ગોરાંબેન

સાંહેડો નમી રે'લો રે

તાં તારે બાપુનો લાડ રે ગોરાંબેન

સાંહેડો નમી રે'લો રે

હાથમેં સુટકેસ જવુ મારી બેન

રેસમિયો રૂમાલ લીજો રે

બાપાને સોડી જવુ મારીબેન

રેસમિયો રૂમાલ લીજો રે.

•

વીરા તારે જવુ સે કાકરાની વાટે
ગોરા વીરા પોંગુમેં સંપલ નંઈ મળે
વીરા તારે જવુ સે કનલવાના રોડે,
ગોરા વીરા પોગુમેં સંપલ નંઈ મળે

•

આડી સેરીએ રમવા નં જહો મોરા વીરા
આડી સેરીએ રમવા નીં જહો મોરા વીરા
રાયપુરની જબરી ચોઈટી રે
વીરાની વીંટી લી' લેહે
લઈલે તો લી' લેવા દીજો,
હાતે પકડી લેજો મોરા વીરા

•

વીરા ચિતરેલા બંગલામે રે'લા
વીરા ચિતરેલા બંગલામે રે'લા
વીરા એખેલા કેમ કરી જહો
વીરા ભાઈબંધ જોડામેં રે'લા
વીરા એખેલા કેમ કરી જહો.

•

બેનીને ચંપે ગુલાબી ફૂલ રે,

બેનીને હાહરે જવાના રે,

બેનીને માડી બાપાનો લાડરે

બેનીને હાહરે જવાના રે

બેનીને ભાયો બેનીનો જોડો રે

બેનીને હાહરે જવાના રે.

•

ઝાઝા ડુંગીરા મથવાળ મેલ્યા રે ગૌરીબેન,

આડા ડુંગીરા કેમ ઓરીયા રે

બાપો સોડીને હહરો ઓરીયા રે ગૌરીબેન

આડા ડુંગીરા કેમ ઓરીયા રે

માડી સોડીને હાહુ ઓરીયા રે ગૌરીબેન

આડા ડુંગીરા કેમ ઓરીયા રે.

• • •

# મોસાળાના ગીત

લગ્નમાં મામા મોસાળુ લઇને આવે છે. કન્યા હોય તો તિજોરી, પલંગ, કે ખુરશીઓ લાવે છે અને વર હોય તો કપડાં, એકાદ રકમ કે બૂટ પણ લાવે છે. પહેલાંના સમયમાં તિજોરી, પલંગ કે ખુરશીની જગ્યાએ પેટી, ખાટલો અને પાટલો લાવતા હતા. જે ફરજિયાત લાવવાનું નથી હોતું પણ પોતાની આર્થિક સ્થિતિને ધ્યાનમાં રાખીને મોંમા મોસાળુ લાવે છે.

બેનીના મામા હોય તે આજે મારે નઈ
મામા હોય તે કાલે આવે.

•

નજરી ચારુ રેલા મારા બેન ભુમાડા મામા કેરુ આવે
લીલો પીળો માડવો રચાવો સો કિયા સે નંદવો
ભુમાડા થા મામા નડાવો સો કિયા નંદવો.

•

ઘુઘરિયાળાં બાયણાં ખોલો બેની
મામા આવે માંડવે બેસાડો.

•

બેની તારા મામા કેટલે આવે રે
આવતા આવતા કોતેડામે માછલા મારે રે
ઘરમે ઘાલીને દારૂ પાયો રે મામાને  નોતરેલા રે.

•

સાડાબાર વાગ્યા લા મામા સાડાબાર
ચાની ટેમ આવીલા મામા ચાની ટેમ
દેગડી મે દારૂ ભૂલી આયા લા મામા.

•

ઘેર ઘમી ભાળે, વાટ ઘમી ભાળે
બેની તારા મોંમા રોળે રઈને આવે
ઘેર ઘમી ભાળે, વાટ ઘમી ભાળે
બેની તારી મોંમીયો રોંડે રઈને આવે
ઘેર ઘમી ભાળે, વાટ ઘમી ભાળે
બેની તારા બનેવી રોંડે રઈને આવે
ઘેર ઘમી ભાળે, વાટ ઘમી ભાળે
બેની તારા ફુવા રોંડે રઈને આવે.

•

નોંની મોટી ઓંબલીનું પોન હો ભોણેજ
આવે સે મોંમોંની જોડ
મેડીએ ચડી ચડી ભારે હો ભોણેજ
આવે સે મોંમોંની જોડ
નોંની મોટી ઓંબલીનું પોન હો ભોણેજ
આવે સે મોંમીઓની જોડ
નોંની મોટી ઓંબલીનું પોન હો ભોણેજ
આવે સે માસીઓની જોડ
મેડીએ ચડી- ચડી ભારે હો ભોણેજ
આવે સે માસાની જોડ
નોંની મોટી ઓંબલીનું પોન હો ભોણેજ
આવે સે મોંમોંની જોડ.

•

મોંસાળામાં કોણ કોણ આયવુ ચાલો જોવા જઈએ રે
મોંસાળામાં મોંમા આયવા ચાલો જોવા જઈએ રે
મોંસાળામાં મોંમા આયવા ચાલો જોવા જઈએ રે
મોંસાળામાં મોંમા આયવા તોં શું જોવા જઈએ
મોંસાળામાં મોંમીઓ આવી ચાલો જોવા જઈએ રે

મોંસાળામાં મોંમીઓ આવી ચાલો જોવા જઈએ રે
મોંસાળામાં મોંમીઓ આયવી તોં શું જોવા જઈએ
મોંસાળા સરકા મોંસાળા ના લાયવા વટ મારતા આયવા રે.

•

મોમા મોસાળામાં આઇવા,મોસાળુ લાઇવા
હોયતો બેસો નઇ તો જાવો તમારે ઘેર
હમારે મોસાળાની રીતો મોસાળુ લાઇવા,
હોયતો બેસો નઇતો જાવો તમારે ઘેર
હમારે કડલાની રીતો કડલા લાઇવા,
હોયતો બેસો નઇતો જાવો તમારે ઘેર
મોમીયો મોસાળાની રીતો મોસાળુ લાવીયો,
હોયતો બેસો નઇતો જાવો તમારે ઘેર
હમારે સાળીની રીતો સાળી લાઇવા,
હોયતો બેસો નઇતો જાવો તમારે ઘેર
હમારે સેંડલની રીતો સેંડલ લાઇવા,
હોયતો બેસો નઇતો જાવો તમારે ઘેર.

•

પોરૂકો ઢોલિયા બકેલો હો મોંમા, મોંઢુ સેને કરમાય
પોરૂકી ઢોલિયા બકેલીયો હો મોંમીયો,મોંઢુ સેને કરમાય
તમારાથી ના બને તો વાયદો ના કરીએ, મોંઢુ સેને કરમાય
પોરૂકો કપડા બકેલો હો બનેવી, મોંઢુ સેને કરમાય
પોરૂકો બૂટ બકેલો હો બનેવી, મોંઢુ સેને કરમાય
તારાથી ના બને તો વાયદો ના કરીએ, મોંઢુ સેને કરમાય
પોરૂકો ઘોડો બકેલો હો ફુવા, મોંઢુ સેને કરમાય
તારાથી ના બને તો વાયદો ના કરીએ, મોંઢુ સેને કરમાય
પોરૂકો તિજોરી બકેલો હો મોંમા, મોંઢુ સેને કરમાય.

•

આંગણામાં બોંધ્યો માંડવોલા મામા
તમને શેનો પાવર રે
પહેરવાનાં ધોતિયા હમે લાવી આણીએ
તમને શેનો પાવર રે
હાથની બંગડી હમે લાવી આણીએ
તમને શેનો પાવર રે
પગના ચંપલ હમે લાવી આણીએ
તમને શેનો પાવર રે

પહેરવાનાં કપડાં હમે લાવી આણીએ

તમને શેનો પાવર રે

માંડવાનો પાવર હમારોલા મોંમા

તમને શેનો પાવર રે

માઈકનો પાવર હમારોલા બનેવી તમને શેનો પાવર રે

•

લીલો વલિયારો ડુંગર ત્યાં કોયલ બોલી રે

આવે મામાની જોડ ત્યાં કોયલ બોલી રે

લાવે ચંપલની જોડ ત્યાં કોયલ બોલી રે

આવે મામીઓની જોડ ત્યાં કોયલ બોલી રે

લાવે ઝાંઝરીની જોડ ત્યાં કોયલ બોલી રે

આવે બેનોની જોડ ત્યાં કોયલ બોલી રે

લાવે ઝુમ્મરની જોડ ત્યાં કોયલ બોલી રે

આવે બનેવીની જોડ ત્યાં કોયલ બોલી રે

લાવે ઢોલિયોંની જોડ ત્યાં કોયલ બોલી રે.

•

મામા આવે ઉડતા બલોણ મે,મામી આવે સાલતી ગાડી મે

લગન જોવા રઈ ગયા રે

ફુવા આવે ઉડતા બલોણ મે, ફોઇ આવે સાલતી ગાડી મે
લગન જોવા રઈ ગયા રે
બનેવી આવે ઉડતા બલોણ મે, બેન આવે સાલતી ગાડી મે
લગન જોવા રઈ ગયા રે

• • •

## માંદળ કે ઢોલિયાં લાવે તેને ભાંડવવાનાં ગીત

લગ્નમાં જવા માટે વર કે કન્યાના મામા, ફુવા, બનેવી વગેરે ઢોલ લઇને આવે છે. ઢોલની સાથે તેમના ફળિયાનાં અથવા કુટુંબનાં કે નજીકનાં સગાંસબંધીઓ પણ નાચતા-કૂદતા આવે છે.

રેવલીને કાલની નોંતરેલી તે ઝુપા ઝાપા
આજે તારો શેરોલી રેવલી કાલે તારા પડીકાં
મોતીને મહિનાનું કાગળ મોકલેલુ હમણા આવેલો
મોતીને ગજવે ગોળ તારો મારો ગોળે ખાદેલો રે

•

મોતી એખલો આવ્યો રે પાનબીડુ
તારા ઢોલિયા બતાવ રે પાનબીડુ
તારો માંદળ બતાવ રે પાનબીડુ
તારી ટોળી બતાવ રે પાનબીડુ.

•

કનલવાના ડાયપણ વાળા રે ડાયપણ તારા ગામમે

•

એલી રેવલીને લાગી રે કવેસ
રેવલી ઊંધી પડી જાય, રેવલી સતી પડી જાય
એલી રેવલીને લાગી રે કવેસ
રેવલી નદિએ નાવા જાય, રેવલી કોતડે નાવા જાય
એલી રેવલીને લાગી રે કવેસ
ઝીંજોડતી જાય ખંજોડતી જાય
એલી રેવલીને લાગી રે કવેસ.

•

કનલવાનો ઘોડો આયવો રે ઘોડો ઊભા કોતડે જાય
કરસન ફુવાનો ઘોડો આઇવો રે ઘોડો ઊભા કોતડે જાય
લીલા ફોઇનો ઘોડો આઇવો રે ઘોડો ઊભા કોતડે જાય
લાલસીંગ બનેવીનો ઘોડો આઇવો રે ઘોડો ઊભા કોતડે જાય
કનલવાની છોરી આવી રે છોરી ઊભી વાડે જાય.

•

ઢોલિયાં લાવી હોય તે શીરાયાં લાવી હોય તે

બેસે રે વિસાલ નીતે જા તારે ઘેર નીતે જા તારે ઘેર
ઢોલિયાં લાવી હોય તે શણિયાં લાવી હોય તે
બેસે રે નીતા નીતે જા તારે ઘેર, નીતે જા તારે ઘેર
ઢોલિયાં લાયો હોય તે ઝણિયાં લાયો હોય તે
બેસે રે રમેશ નીતે જા તારે ઘેર, નીતે જા તારે ઘેર.

•

બેની મામા આવે તો અડી રીજો રે
બેની મામીઓ આવે તો અડી રીજો રે
બેની પાંચે આલે તો અડી રીજો રે
બેની પાનસો આલે તો ઘાલી લીજો રે.

•

ભાણેજને ઠગવા આવેલાલા મામા
ભાણેજ સારૂ કપડાની લાઈવાલા મામા
ભાણેજ ને ઠગવા આવેલીલી મોંમીયો
ભાણેજ સારૂ બુટની લાઈવીલી મોંમીયો.

•

બેની બેનો આવે તો અડી રીજો રે.

બેની બનેવી આવે તો અડી રેજો રે.
બેની રૂપિયો આપે તો અડી રેજો રે
બેની દસ રૂપિયા આપે તો અડી રેજો રે.

•

બેનીને ઠગવા આવેલીલી સુધા
સારીને ઠગવા આવેલોલા નંદુ
બેનીને ઠગવા આવેલીલી રમીલા
સારીને ઠગવા આવેલોલા નગીન
બેનીને ઠગવા આવેલીલી શકુ
સારીને ઠગવા આવેલોલા માનસિંગ.

• • •



# જાન જવાની વિધિ અને ગીત

જાન નીકળવાની તૈયારી થાય ત્યારે વરરાજાને સફેદ સપડા પહેરાવવામાં આવે છે. માથે પાઘડી બાંધી તેના ઉપર લાલ, લીલી લાઇટવાળી પીછી લગાવવામાં આવે છે. અને ચંપાના ફુલનો શેરો માથા ઉપર મુકવામાં આવે છે. વરરાજાને ઘરમાં તૈયાર કરી બહાર કાઢી વરની માતા વધામણું લઇને વરરાજાને પાંચ વખત વધાવે છે. વધાવ્યા પછી ચાંદલો કરી, ગોળ ખવડાવીને માતા વરરાજાને અગિયાર કે એકવીસ રૂપિયા ખિસ્સામાં મુકે છે. પછી વરરાજા માતાને પગી પડી આશીર્વાદ લે છે. આશીર્વાદ લીધા પછી પાંચ વ્યક્તિ વરરાજાને ઘોડે રમાડે છે. ઘોડે રમાડ્યા પછી જાન નીકળે છે. જાનમાં ઘર, ફળિયાના, ગામનાં, તેમજ નજીકના સગાવ્હાલા બધા જોડાય છે. અને ખુબ નાંચતા કુદતા જાય છે. જાનમાં બે-ત્રણ બળદગાડા જોડી લેતાં હોય છે જેથી બાળકો તેમજ ઉંમરલાયક વ્યક્તિઓ તેમાં બેસી જાય છે અને બીજા બધા નાંચતા કુદતાં ચાલતા ચાલતા જાય છે.

વીરાના વીરા વેલળિયો શણગારે રે વેલળિયો શણગારે રે

વીરાન જવુ રાજમે

વીરાની માળી સીદોંભાતોં કરો રે સીધોંભાતોં કરે રે

વીરાન જવુ રાજ મે

વીરાના બાપુ કરો રે ઉતાવળ કરો રે ઉતાવળ

વીરાને જવુ રાજ મે

વીરાની બેન્યું સીધોં ભાથા કરો રે સીધોં ભાથા કરો રે

વીરાને જાવુ રાજ મે

વીરાના ભાયા વેલડિયો શણગારો રે વેલડીઓ શણગારો રે

વીરાને જાવુ રાજ મે

વીરાની બેન્યું પાટીલા શણગારો રે પાટીલા શણગારો રે

વીરાને જાવુ રાજ મે.

•

એશી કેસી પાઘડી બાંધો વિકેશભાઈ

સાસુ કેસે મારો નવો જમાય

એશી કેસી પાઘડી બાંધો વિકેશભાઈ

સસરા કેસે મારો નવો જમાય

એશી કેસી પાઘડી બાંધો વિકેશભાઈ

સાળીઓ કેસે મારો ભલો બનેવી

એશી કેસી પાઘડી બાંધો વિકેશભાઈ

સાળા કેશે મારો નવલો બનેવી.

•

પાધાં કેસી ખેસી બાંધો પટલ્યા ભાઇ
સસરા કેશે મારો ભલો જમાઈ
પાધાં ખેંચી ખેંસી બાંધો પટલ્યા ભાઇ
સાસુ કેશે મારો ભલો જમાઈ
પાધાં ખેસી ખેસી બાંધો પટલ્યા ભાઇ
સારો કેશે મારો ભલો બનેવી
પાધાં ખેસી ખેસી બાંધો પટલ્યા ભાઇ
સારી કેશે મારો ભલો બનેવી.

•

રમેશ તે ઘેર રેવા કેશે સાબીરિયું વાગે
રમેશ તે ઘેર રેવા કેશે સાબીરિયું વાગે
રમતુ તે જાને જવા રડે સાબીરિયું વાગે
રમતુ તે જાને જવા રડે સાબીરિયું વાગે.

•

ટોડીલે જટ રીજો રે હો રાઈવર  વેવોણીની છોરીને પેનજો
સારીજી તમને રોકશે
સારીજીના દાપા ચૂકવીને
વેવાઈની છોરીને પેનજો.

•

તમે દૂર દૂર દેશે જવાના રે વિકેશભાઈ
તમે બાપુના નથી થવાના રે વિકેશભાઈ
તમે સસરાના જમાઈ થવાના રે વિકેશભાઈ
તમે માતાના નથી થવાના રે વિકેશભાઈ
તમે સાસુના જમાઈ થવાના રે વિકેશભાઈ
તમે વીરાના નથી થવાના રે વિકેશભાઈ
તમે સાળાના બનેવી થવાના રે વિકેશભાઈ
તમે બેનોના નથી થવાના રે વિકેશભાઈ
તમે સાળીઓના બનેવી થવાના રે વિકેશભાઈ.

• • •

## જાન ઘરમાંથી નિકળે ત્યારે વરરાજાને ઘોડે રમાડતી વખતે ગવાતા ગીત

ઘોડીલ બેસ વીરા, ઘોડીલે બેસ
મોટોના વીરા ઘોડીલે બેસ
ગધેડે બેસ, છોરી ગધેડે બેસ
મોટોની છોરી ગધેડે બેસ

•

વીરા ઘોડીલે બેસ વીરા મોગરો રે
વીરા ઘોડીલે બેસ વીરા મોગરો રે
છોરી ગધેડે બેસ છોરી મોગરો રે
છોરી ગધેડે બેસ છોરી મોગરો રે.

•

હમારે નાના રમેશભાઈ વનમાં ઘોડે ચઢ્યા.

•

વીરો બજાર ફરેલો રે પાનબીડુ
છોરી જંગલ ફરેલી રે જડબીડુ.

• • •



# જાન જતી હોય ત્યારે રસ્તામાં ગવાતાં ગીત

ટોપલી ઘરેણા લેક મારો વીરો પેણવા રે સાલ્યો
ટોપલી ઘરેણા લેક મારો વીરો પેણવા રે સાલ્યો
સાબુ કે ફૂલડા લેક મારો વીરો પેણવા રે સાલ્યો
સાબુ કે ફૂલડા લેક મારો વીરો પેણવા રે સાલ્યો.

•

વીરાની સેટી સાસેર, વીરાને ઘોડીલા લેય આલેજો
વીરાની સેટી સાસેર, વીરાને ઘોડીલા લેય આલેજો.

•

વેવાઇ સડકીના ખાળા દુરવી દીજો રે
વેવાઇ સડકીના ખાળા દુરવી દીજો રે
અમાર વીરાના વીરા ડોલી જશે રે
અમાર વીરાના વીરા ડોલી જશે રે
અમાર વીરાની બેનો ડોલી જશે રે

અમાર વીરાની બેનો ડોલી જશે રે
અમાર વીરાના બનેવી ડોલી જશે રે
અમાર વીરાના બનેવી ડોલી જશે રે
અમાર વીરાની ફોયો ડોલી જશે રે
અમાર વીરાની ફોયો ડોલી જશે રે
અમાર વીરાના ફુવા ડોલી જશે રે
અમાર વીરાના ફુવા ડોલી જશે રે.

•

બૈરૂ વીરા પેણવુ અંધારી રાત ચાલવુ
બૈરૂ વીરા પેણવુ અંધારી રાત ચાલવુ
બૈરૂ વીરા લાડી અંધારી રાત ચાલવુ
બૈરૂ વીરા લાડી અંધારી રાત ચાલવુ.

•

લાડીની ધરતી કટારી લા વીરા તારી જોને કોઈએ ના આવે રે
લાડીની ધરતીમાં ડુંગરોલા વીરા તારી જોને કોયે ના આવે રે
લાડીની ધરતીમાં ઝોગદાલા વીરા તારી જોને કોયે ના આવે રે
લાડીની ધરતીમાં પથરાલા વીરા તારી જોને કોયે ના આવે રે.

•

લડની તાડે ચઢીને વાટ જુએ રે
લડની તાડે ચઢીને વાટ જુએ રે
લડની સાડી પહેરવાની વાટ જુએ રે
લડની સાડી પેરવાની વાટ જુએ રે
લડની ઘરેણા પહેરવાની વાટ જુએ રે
લડની ઘરેણા પહેરવાની વાટ જુએ રે
લડની લોકીટ પહેરવાની વાટ જુએ રે
લડની લોકીટ પહેરવાની વાટ જુએ રે
લડની દોરા પહેરવાની વાટ જુએ રે
લડની દોરા પહેરવાની વાટ જુએ રે
લડની તાડે ચઢીને વાટ જુએ રે
લડની તાડે ચઢીને વાટ જુએ રે
લડની પયણાન મળવાની વાટ જુએ રે
લડની પયણાન મળવાની વાટ જુએ રે.

•

લડણી કાગડિયા મોકલે રાઇવર વેલા આવે
બસો તે બગડી જેલી શેમાં બેસી આવે
ભાઇ બંધ ખોવાઇ જેલા કોને લઇને આવે

બેનપણિયો ખોવાઇ જેલીયો કોને લઇને આવે
પીઠી ચોળી વાઇટો જોવે રાઇવર વેલા આવે
તાડે ચઢી વાઇટો જોવે રાઇવર વેલા આવે.

• • •

# જાન આવવાની તૈયારીમાં ગવાતાં ગીત

કન્યા પક્ષવાળાને જાન આવવાની ખબર પડતાં સ્ત્રીઓ ગીતો ગાવા માંડે છે. પછી સવારના સાત કે આઠ વાગ્યે જાનને ઉતારો આપવાની તૈયારી કરતાં એમાં કન્યાની બહેન પાણી ભરેલ માટલું ઊંચકે છે. એની ઉપર ધોતીના ચાર છેડાને બે પુરુષો અસાડ ઓઢાળીને પકડે છે. અસાડ નીચે બહેનો ગીતો ગાતાં ગાતાં ચાલે છે. ઢોલિયા સાથે પટેલ પૂજારો વધામણું લઈ આગળ ચાલે છે. ત્યાર પછી જાનને ઉતારો એક ઝાડ નીચે આપવામાં આવે છે. (જે વખતે વેવા નક્કી કરવા આવ્યા હોય તે વખતે જે ઝાડ નીચે બેસાડવામાં આવ્યા હોય તે ઝાડ નીચે જાનને ઉતારો આપવામાં આવે છે.) તેમાં કન્યાપક્ષેથી તેમને બેસવા માટે વાંસનો ખપેડો આપે છે અને તેના ઉપર ગોદડી પાથરી વરરાજાને બેસાડવામાં આવે છે. પટેલ પૂજારો વરરાજાને વધાવી પાણીના માટલાને હાથમાં પકડાવી વધાવે છે. કન્યાની બહેન પાણી પાવે છે એટલે તેને દાપુ આપવામાં આવે છે. પટેલ પૂજારો પોટીને દારૂ તરાપે છે. આમ જાનને ઉતારો આપવાની વિધિ પૂરી થાય ત્યારે નાચતા નાચતા કન્યાના ઘરે આવે છે. આ વિધિ પહેલાંના સમયમાં ચાલતી હતી. હાલમાં જાન આવે ત્યારે જાનને ટોડાની બહાર પાથરણુ પાથરીને ઉતારો આપે છે.

નવશાને આવતા ના જોયુ લાલે ગલાલી
એમ જાનતા તેમ જાનતા
શેરીઓ વરાવતા લાલે ગલાલી
એમ જાનતા તેમ જાનતા બેઠુલા
ઘસાવતા લાલે ગલાલી
એમ જાનતા તેમ જાનતા
પાણીલા ભરાવતા લાલે ગલાલી
એમ જાનતા તેમ જાનતા
રસોયો બનાવતા લાલે ગલાલી
નવશાને આવતા ના જોયુ લાલે ગલાલી.

•

લીલો માંડવો રે બેની રેલ ગાડી આવે
બાપુને મળી લીજો રે બેની રેલ ગાડી આવે
માળીને મળી લીજો રે બેની રેલ ગાડી આવે
વીરાને મળી લીજો રે બેની રેલ ગાડી આવે
ભાભીને મળી લીજો રે બેની રેલગાડી આવે
બેનોને મળી લીજો રે બેની રેલગાડી આવે
બનેવીને મળી લીજો રે બેની રેલગાડી આવે.

•

સમી સાંજનું કીધેલું નવસો સવારે આવેલો
નવસો સવારે આવેલો.

•

ડુંગરોંના નવસા મોડા કેમ આઈવા
ડુંગરોંના નવસા મોડા કેમ આઈવા
નદીએ ગાડુ ફસાય જેલુ, હડો ભાગી જેલો
તીને મોડા આઈવા
ડુંગરોંના નવસા મોડા કેમ આઈવા
લાડાનો પેન્ટ ફાટી જેલો, તીને સીવતે વાર લાઈગી
તીને મોડા આઈવા.

•

બેનીના વાડામાં બોરેડી, બોરોં ખાવા આવતેલો
મારી બેનને મલવા આવતેલો
બેનીના ગામમાં નિશાળો, નિશાળે ભણવા આવતેલો
મારી બેનને મલવા આવતેલો
બેનીના વાડામાં ઓંબેલી, રમત રમવા આવતેલો
મારી બેનને મલવા આવતેલો

બેનીના ગામમાં હાટો ભરાય, હાટો ભારવા આવતેલો
મારી બેનને મલવા આવતેલો.

•

લીંબડે લીંબડોં પાકી જેલોં,
પેણવાનો ટેમ ચૂકી જેલોલા નવસા.

•

તાડે ઢોચ્કુ લટકે લાલ લુમે ઝુમે
વેવાઈ તારી છોરી લટકે લાલ લુમે- ઝુમે
તાડે ઢોચ્કુ લટકે લાલ લુમે ઝુમે
વેવાઈ તારો છોરો લટકે લાલ લુમે ઝુમે
તાડે ઢોચ્કુ લટકે લાલ લુમે ઝુમે
વેવાઈ તારી ઘોરવાળી લટકે લાલ લુમે ઝુમે
તાડે ઢોચ્કુ લટકે લાલ લુમે ઝુમે
વેવાઈ તારી વોવેહ લટકે  લાલ લુમે ઝુમે
તાડે ઢોચ્કુ લટકે લાલ લુમે ઝુમે
તાડી પીવા લટકે લાલ લુમે ઝુમે
તાડે ઢોચ્કુ લટકે લાલ લુમે ઝુમે

કરવતથી ઘાઘરો ફાટિયો લાલ લુમે ઝુમે
વેવાઈ તારા જમાયો જુવે લાલ લુમે ઝુમે.

•

નદી કિનારે મેદી, મેદીનાં મોટાં ઝાડ
મેદી લઇ લેશું રે
વેવાઇની છોરીઓ તો નદીએ નાવા જાય
મેદીનાં મોટાં ઝાડ રે
નાતા ધોતા લાગી વાર વળગી ભમ્મર ભૂત
મેદીના મોટાં ઝાડ રે
નદી કિનારે મેદી, મેદીનાં મોટાં ઝાડ
મેદી લઇ લેશું રે
બોલાવો મારે સંજયભાઇને કાઢે ભમ્મર ભૂત
મેદીનાં મોટાં ઝાડ રે.

•

ખુરશીના ચાર પાયા એક પાયો નથી રે
નવશા તારી ચાર બેનો એક બેન નથી રે
નવશા તારી બેન ખોવાય ખબર છે કે નથી રે
કાગળમાં લખાય ગયુ પેપરમાં છપાય ગયુ

ખબર છે કે નથી રે
નવશા તારા ચાર ભાઈબંધ એક ભાઈબંધ નથી રે
નવશા તારો ભાઈબંધ ખોવાયો ખબર છે કે નથી રે
કાગળમાં લખાય ગયુ પેપરમાં છપાય ગયુ
ખબર છે કે નથી રે.

•

ખુરશીના ચારે પાયા એક પાયો નથી રે
વેવાયની ચારે બેનો એક બેન નથી રે
બધી બેનો આવી ગઈ એક બેન નથી રે
ઉદેપુરમાં છપાય આવી વડોદરામાં વેચાય આવી
વેવાય તારી બેન ખોવાય ખબર છે કે નથી રે.

•

લાડો બોકડાના કૂંડિયામાં સુય જેલો રે
લાડો સીસરો ગંદાતેલો
લાડો કૂકડાના કૂંડિયામાં સુઇ જેલો રે
લાડો સીસરો ગંધાતેલો.

•

ડેહકામે ગડાઈ રેલો લા લાડા
ડેહકામે ગડાઈ રેલો લા લાડા.

•

ખેતરને છેડે રાયણ પાકી
તાં તારી વાર લાગી લા લાડા
ખેતરને છેડે લોંડીયુને બોલાવતેલો
તાં તારી વાર લાગીલા લાડા.

•

હજુ લાડો બોનને લેવા રેલો રે, આ છે,લોંડીઓ.

•

લીલા લીલા લેંબુંડા તારા પોંન રે ભીલડી મેવાસી
મારા તેજગઢ ગામમાં નિશાળો બંધાવો રે ભીલડી મેવાસી
ભણવા આવશે કોરાજ ગામની છોરીઓ રે ભીલડી મેવાસી
ભણાવશે તેજગઢ ગામના છોરા રે ભીલડી મેવાસી
લીલા લીલા લેંબુંડા તારા પોંન રે ભીલડી મેવાસી
મારા કોરાજ ગામમાં તળાવ બંધાવો રે ભીલડી મેવાસી
નાવા આવશે પેલી તેજગઢ ગામની છોરીઓ રે ભીલડી મેવાસી

નવડાવશે પેલા કોરાજ ગામના છોરા રે ભીલડી મેવાસી.

•

બેની ધૂળની ઢગલીયે રમતેલોં
બેની ઘેર રેસે ઘેરનો ધંધો
બેની સીમ જશે સીમનો ધંધો
બેની ધૂળની ઢગલીયે રમતેલા
છોરો કુવેચોને ફાફળે રમતેલો
છોરો ઘેર રેસે નવરો છોરો સીમ જઈ સીનો નવરોં.

•

નંબર બંગલામાં રૂમઝુમ થાય હો રમીલાબેન
તારો બંગલો સૂનો પડી રેછે રે.

•

વાંટડાના રોંડે રોંડે ફરો રે ગોરોં બેની
રૂમડિયાના રોંડે ના જશો રે
વાંટડાની સીમમાં ફરોરે ગોરોં બેની
રૂમડિયાની સીમમાં ના જશો રે
વાંટડાના વીરોં જોડે ફરોરે ગોરોં બેની

રૂમડિયાના છોરોં જોડે ના ફરો રે
વાંટડાના પાદોરમાં ફરો રે ગોરોં બેની
રૂમડિયાના ટેકરોંમાં ના જશો રે.

•

વાંટડાની બેની વાંટડામાં રે સે ઠંડું પાણી પીસે રે
રૂમડિયાની રોંડો ડુંગરામ રે સે આલો પાલો ખાસે રે.

•

એલી વાંટડાની વાડી મે લીલા તરબૂચ
એલી રૂમડિયાની રાંડે ને ભાવે તરબૂચ
એલા વાંટડાના આંબોંમે ઝાજી કેરીઓ
એલી રૂમડિયાની રાંડે ને ભાવે કેરીઓ
એલા વાંટડાના ખેતરમાં લીલા ડોળા
એલી રૂમડિયાની રાંડે ને ભાવે ડોળા.

•

વાંટડેના ભાયા પાળ બાંધી આવે
રૂમડિયાની રાંડે પાળે પાળે આવે
પાળ તોળી આવે.

•

પાણીમેન જીંજવો શોભે સે તારૂ દૂર રે
કોતળાનો ડુગલો નઈ શોભે લાડા તારૂ દૂર રે.

•

વાંટડુ ગામ સે લીલા લેર બેની શું લેવા જાય
વાંટડેના ભાયા જોડીદાર બેની શું લેવા જાય
રૂમડિયાના છોરા સે રખડેલ બેની શું લેવા જાય
વાંટડાની બેનો જોડીદાર બેની શું લેવા જાય
રૂમડિયાની રાંડે રાડા રાડ બેની શું લેવા જાય.

•

આગળ દેખુ તો મારું મૈયર દેખાય, પાછળ દેખુ તો મારું સાસર દેખાય
એવુ સાસર મને લાખો મળે મારૂ મૈયર મને કયાંથી મળે
આગળ દેખુ તો મારા બાપુ દેખાય, પાછળ દેખુ તો મારા સસરા દેખાય
એવા સસરા મને લાખો મળે, મારા બાપુ મને કયાંથી મળે
આગળ દેખુ તો મારું મૈયર દેખાય, પાછળ દેખુ તો મારૂ સાસર દેખાય
એવુ સાસર મને લાખો મળે, મારુ મૈયર મને કયાંથી મળે
આગળ દેખુ તો મારા માતા દેખાય, પાછળ દેખુ તો મારા સાસુ દેખાય
એવા સાસુ મને લાખો મળે, મારા માતા મને કયાંથી મળે
આગળ દેખુ તો મારા વીરા દેખાય, પાછળ દેખુ તો મારા જેઠ દેખાય

એવા જેઠ મને લાખો મળે, મારા વીરા મને કયાંથી મળે
આગળ દેખુ તો મારી બેનો દેખાય, પાછળ દેખુ તો મારી નણંદો દેખાય
એવી નણંદો મને લાખો મળે,મારી બેનો મને કયાંથી મળે.

•

વીંઝણલો સોનાની સીળીયે ગુંથાયો
વીંઝણલો રાજેલીયો
વીંઝણલો વેવાણી સીનાડ તારો માટીયો
વીંઝણલો રાજેલીયો.

•

ઉગમણાં ફરીને કેમ બેઠા રે શકુબેન પરણી જવાના
તમારા પિતા બેસાડીયાને તમે બેઠા રે શકુબેન પરણી જવાના
તમારા માતા બેસાડીયાને તમે બેઠા રે શકુબેન પરણી જવાના
તમારા બેનો બેસાડીયાને તમે બેઠા રે શકુબેન પરણી જવાના
તમારા મામા બેસાડીયાને તમે બેઠા રે શકુબેન પરણી જવાના
તમારા વીરા બેસાડીયાને તમે બેઠા રે શકુબેન પરણી જવાના
તમારા ભાભીઓ બેસાડીયાને તમે બેઠા રે શકુબેન પરણી જવાના.

•

સોનાની વીટી ઉપર મન રે કૈલાસ બેન
ચાંદીની વીટી તમને ના ગમે રે
ગોરા પઈના ઉપર મન રે કૈલાસબેન
કાળા પઈના તમને ના ગમે રે
ભણેલા પઈના ઉપર મન રે કૈલાસબેન
અભણ પઈના તમને ના ગમે રે.

•

ઊચેરી ડુંગરુ નીચેની અરધી અરધીના યાનો લીલો મારોં બેની
વિજોલના વીરા મલવા આવશે દૂરથી મલવા આવો મારોં બેની
અછાલાના છોરા શેરીઓમાં મલશે છેટેથી સાંયટો આલો મારોં બેની
વિજોલની બેનો મલવા આવશે છેટેથી મલવા આવો મારોં બેની
અછાલાની છોરીઓ શેરીઓમાં મળશે છેટેથી સાંયટો આલો મારોં બેની.

•

ચાર પાંચ નાળિયેરના તોરણ બંધાવો તોરણીયે નંબર નોંધી લીજો
ચાર પાંચ ભાઈબંધનું જોડુ કુંવર બેન જોડીએ નંબર નોંધી લેજો
ચાર બહેનપણીઓનું જોડુ કુંવર બેન જોડીએ નંબર નોંધી લેજો

ચાર પાંચ નાળિયેરના તોરણ બંધાવો તોરણીયે નંબર નોંધી લેજો
ચાર પાંચ વીરાનું જોડુ કુંવર બેન જોડીએ નંબર નોંધી લીજો
ચાર પાંચ ભાભીઓનું જોડુ કુંવર બેની જોડીએ નંબર નોંધી લેજો
ચાર પાંચ કાકાનું જોડુ કુંવર બેન જોડીએ નંબર નોંધી લેજો
ચાર પાંચ નાળિયેરના તોરણ બંધાવો તોરણીયે નંબર નોંધી લેજો.

•

હાથમાં રૂમાલ બેની રોડે ફરી આવતા
હવે નો નવસો બેની ફરવા ન દેશે
હાથમાં રૂમાલ બેની વીરામાં ફરી આવતા
હવેનો નવસો બેની ફરવા ન દેશે
હાથમાં રૂમાલ બેની બેનીમાં ફરી આવતા
હવેની નણંદો બેની ફરવા ન દેશે
હાથમાં રૂમાલ બેની ભાભીઓમાં ફરી આવતા
હવેની જેઠાણી બેની ફરવા ન દેશે
હાથમાં રૂમાલ બેની કાકામાં ફરી આવતા
હવેના જેઠ બેની ફરવા ન દેશે
હાથમાં રૂમાલ બેની મામામે ફરી આવતા
હવેનો નવસો બેની ફરવા ન દેશે

હાથમાં રૂમાલ બેની દોસ્તોમાં ફરી આવતા
હવેનો નવસો બેની ફરવા ન દેશે.

•

બે ચોટલા વાળતેલા ખુલ્લા માથે ફરતેલા બાપુના રાજમા
બે ચોટલા વાળતેલા ખુલ્લા માથે ફરતેલા બાપુના રાજમા
બે ચોટલા વાળશો ના ખુલ્લા માથે ફરશો ના સસરાજીના રાજમાં
બે ચોટલા વાળતેલા ખુલ્લા માથે ફરતેલા માતાના રાજમા
બે ચોટલા વાળશો ના ખુલ્લા માથે ફરશો ના સાસુજીના રાજમાં
બે ચોટલા વાળતેલા ખુલ્લા માથે ફરતેલા વીરાના રાજમા
બે ચોટલા વાળશો ના ખુલ્લા માથે ફરશો ના જેઠુજીના રાજમાં
બે ચોટલા વાળતેલા ખુલ્લા માથે ફરતેલા ભાભીના રાજમા
બે ચોટલા વાળશો ના ખુલ્લા માથે ફરશો ના જેઠાનીજીના રાજમાં
બે ચોટલા વાળતેલા ખુલ્લા માથે ફરતેલા કાકાના રાજમાં
બે ચોટલા વાળશો ના ખુલ્લા માથે ફરશો ના કાકાજીના રાજમાં
બે ચોટલા વાળતેલા ખુલ્લા માથે ફરતેલા કાકીના રાજમાં
બે ચોટલા વાળશો ના ખુલ્લા માથે ફરશો ના કાકીજીના રાજમાં.

•

નદીઓ સુકાઈ જેલી બેની પાણી કયાંથી લાવશો

સસરા ઓરી લીધા બેની પિતા કયાંથી મળશે

સાસુ ઓરી લીધા બેની માડી કયાંથી મળશે

જેઠ ઓરી લીધા બેની વીરા કયાંથી મળશે

જેઠાણી ઓરી લીધા બેની ભાભી કયાંથી મળશે

દિયર ઓરી લીધા બેની વીરા કયાંથી મળશે

નણદી ઓરી લીધા બેની બેનો કયાંથી મળશે

કાકાજી ઓરી લીધા બેની કાકા કયાંથી મળશે

કાકીજી ઓરી લીધા બેની કાકી કયાંથી મળશે.

•

માટલી મુકુ સરોવરની પાર પારે પરદેશી લોકો આવીયા

બેન મારા નાનેડા પાનીલા ના જઈશ,

પારે પરદેશી લોકો આવીયા

બેન મારા નાનેડા રમવા ના જઈશ,

પારે પરદેશી લોકો આવીયા

માટલી મુકુ સરોવરની પાર,

પારે પરદેશી લોકો આવીયા

બેન મારા નાનેળા નિશાળ ના જઈશ,

પારે પરદેશી લોકો આવીયા.

•

બેનીની ગોદેળી અંતેરની ભરેલી ધુપેલની ભરેલી

લાડાની ગોદેળી ઘાસતેલની ભરેલી ડીજેલની ભરેલી.

•

લીમડા સરખો લીમડો, લીમડા સરખો લીમડો

ગોરીં બેન રડવુ શેનું આવે

બાપુ સરખા સસરા, બાપુ સરખા સસરા

ગોરીં બેન રડવુ શેનું આવે

માળી સરખા સાસુ, માળી સરખા સાસુ

ગોરીં બેન રડવુ શેનું આવે

વીરા સરખા દિયર, વીરા સરખા દિયર

ગોરીં બેન રડવુ શેનું આવે

બેનો સરખા નણદી, બેનો સરખા નણદી

ગોરીં બેન રડવુ શેનું આવે

વીરા સરખા જેઠ, વીરા સરખા જેઠ

ગોરીં બેન રડવુ શેનું આવે
લીમડા સરખો લીમડો, લીમડા સરખો લીમડો
ગોરીં બેન રડવુ શેનું આવે
ભાભી સરખા દેરાણી, ભાભી સરખા દેરાણી
ગોરીં બેન રડવુ શેનું આવે.

•

વેવાય પોરૂકો આવ-જાવ કરતેલો
મારી ઓલ્લાની હોંકરીયો ઘહાય જેલી
મારી ચાની પેનીઓ ઘહાય જેલી
વેવાય દિવાળીનો આવ-જાવ કરતેલો
વેવાય પોરૂકો આવ-જાવ કરતેલો.

•

વિજોલનો મોગરો મોગરાનું ફૂલ રે
ફૂલ જોઈને પાણી કયારીમાં નાખો રે ગીતાબેન
ઓ મારો બેની કોને જોઈને રૂવે
તમને ગમતી સાસેરી ઓયરી રે ગીતાબેન
ઓ મારો બેની કોને જોઈને રૂવે

તમને ગમતા સસરા ઓયરા રે ગીતાબેન
ઓ મારો બેની કોને જોઈને રૂવે
તમને ગમતી સાસુ ઓયરા રે ગીતાબેન.

•

લીલો લીમડો ગીતાબેન
છોડવુ પડશે વિજોલ ન ઓરવુ પડશે અછાલા
લીલો લીમડો ગીતાબેન
છોડવુ પડશે માતાને ઓરવુ પડશે સાસુ
લીલો લીમડો ગીતાબેન
છોડવુ પડશે બાપુને ઓરવુ પડશે સસરાને
લીલો લીમડો ગીતાબેન
છોડવુ પડશે વીરાને ઓરવુ પડશે પઈના
લીલો લીમડો ગીતાબેન
છોડવુ પડશે બેનોને ઓરવુ પડશે નણદો
લીલો લીમડો ગીતાબેન.

•

લીલો માંડવો રે બેની રેલ ગાડી આવે
બાપુને મળી લીજો રે બેની રેલ ગાડી આવે

માળીને મળી લીજો રે બેની રેલ ગાડી આવે
વીરાને મળી લીજો રે બેની રેલ ગાડી આવે
ભાભીને મળી લીજો  રે બેની રેલગાડી આવે
બેનોને મળી લીજો રે બેની રેલગાડી આવે
બનેવીને મળી લીજો રે બેની રેલગાડી આવે.

•

બેની રમો રે ફૂલોની વાડી બાગમાં
તમારા સસરા જોવાને માટે આયવા રે
મોટોંનોં બેની રમો રે ફૂલોની વાડી બાગમાં
તમારા સાસુ જોવાને માટે આયવા રે
મોટોંનોં બેની રમો રે ફૂલોની વાડી બાગમાં
તમારા નણદો જોવાને માટે આયવા રે
મોટોંનોં બેની રમો રે ફૂલોની વાડી બાગમાં
તમારા દિયર જોવાને માટે આયવા રે
મોટોંનોં બેની રમો રે ફૂલોની વાડી બાગમાં.

•

પોપટ પાંજરે ઘેરાયો રે પોપટ ઊડી જશે
પોપટ પાંજરે ઘેરાયો રે પોપટ ઊડી જશે

પોપટ બાપાનો લળવેલો રે પોપટ ઊડી જશે
પોપટ બાપાનો લળવેલો રે પોપટ ઊડી જશે
પોપટ માતાનો લળવેલો રે પોપટ ઊડી જશે
પોપટ માતાનો લળવેલો રે પોપટ ઊડી જશે.

• • •

# જાનને ઉતારો આપવા જાય તે વખતે ગવાતાં ગીત

જાન કન્યાના ઘરે પહોંચે ત્યારે કન્યાપક્ષની બહેનો જાનને ઉતારો આપે ત્યારે વરરાજાને કે જાનમાં આવેલા વ્યક્તિઓને ઉદ્દેશીને ગીતો ગાવામાં આવે છે.

પીસોડો પથરાવો લા વેવાય

પીસોડો પથરાવો

પીસોડી ઉપર બેહોલી વેવોણો

પીસોડી ઉપર બેહો

પીસોડી બગાડીલી વેવોણો

પીસોડી બગાડી

નદીએ ધોવા જોલી વેવોણો

નદીએ ધોવા જો.

•

તારી સારી પાણી લાવી લાડા પીલે પીલે
તારી સારી પાણી લાવી લાડા પીલે પીલે.

•

કાળી સે કાંઇ ગોરી સે વેવણીને ભોજાય લેવી સે
કાળી સે કાંઇ ગોરી સે વેવણીને ભોજાય લેવી સે.

•

એતરી વાર કાંહા લાગી લા લાડા
એતરી વાર કાંહા લાગી લા લાડા
લોંડીયું ને લેવા રેલો લા લાડા
લોંડીયુંને લેવા રેલો લા લાડા
લુંડાને લેવા રેલો લા લાડા
લુંડાને લેવા રેલો લા લાડા.

•

જાનૈયા તરસેલા આયા બેની
કુવેલિયા ખણાવજો
જાનૈયા ભૂખેલા આયા બેની
કોદરા ભૈળાવજો

જાનૈયા ભૂખેલા આયા બેની
ઉળદિયા ભેળાવજો.

•

કુંવરી સેટેથી જોઇનો
તમારીયો તરસેલીયો આવીયો રે
કુંવરી તમારી જોઇનોને હારુ
કુવલિયો ગોળાવો રે
કુંવરી તમારી જોઇનોને હારુ
બેઢુલા ઘસાવો રે
કુંવરી સેટેથી જોઇનો તમારિયો
ભૂકેલીઓ આવીયો રે
કુંવરી તમારી જોઇનોને હારુ
રસોયો મુકાવો રે.

•

લાલ પીળી લાઈટ રાખો એ નવસાને મારે જોવો સે
લૂલો સે કે લંગડોસે એ નવસાને મારે જોવો સે
લાલ પીળી લાઈટ રાખો એ નવસાને મારે જોવો સે
કાળો સે કે ગોરોસે એ નવસાને મારે જોવો સે

લાલ પીળી લાઈટ રાખો એ નવસાને મારે જોવો સે
આંધળો સેકે કાંણિયો સે એ નવસાને મારે જોવો સે
લાલ પીળી લાઈટ રાખો એ નવસાને મારે જોવો સે
બેરો સે કે બોબડોસે એ નવસાને મારે જોવો સે.

•

તમને કોને કીધુને તમે આઇવા રે નવા જમાઇ
સાંકળી શેરીમાં વાજોં વાગીયોં
તમને સસરાએ કીધુને તમે આઇવા રે નવા જમાઇ
સાંકળી શેરીમાં વાજોં વાગીયોં
તમને સાસુએ કીધુને તમે આઇવા રે નવા જમાઇ
સાંકળી શેરીમાં વાજોં વાગીયોં
તમને કોને બોલાઇવાને તમે આઇવા રે નવા જમાઇ
સાંકળી શેરીમાં વાજોં વાગીયોં
તમને નંદુભાઇ બોલાઇવાને તમે આઇવા રે નવા જમાઇ
સાંકળી શેરીમાં વાજોં વાગીયોં
તમને સુધા ભાભી બોલાઇવાને તમે આઇવા રે નવા જમાઇ
સાંકળી શેરીમાં વાજોં વાગીયોં
તમને કોને કીધુને તમે આઇવા રે નવા જમાઇ
સાંકળી શેરીમાં વાજોં વાગીયોં

તમને કાકાજી તેડાઇવાને તમે આઇવા રે નવા જમાઇ
સાંકળી શેરીમાં વાજોં વાગીયોં
તમને કાકીજી તેડાઇવાને તમે આઇવા રે નવા જમાઇ
સાંકળી શેરીમાં વાજોં વાગીયોં
તમને તેજગઢ ગામના વીરોંએ કીધુને તમે આઇવા રે નવા જમાઇ
સાંકળી શેરીમાં વાજોં વાગીયોં
તમને તેજગઢ ગામની બેનોએ કીધુને તમે આઇવા રે નવા જમાઇ
સાંકળી શેરીમાં વાજોં વાગીયોં.

•

નોંનેથી મજૂરી કરેલી મારા બેની
નોંનેથી મજૂરી કરેલી મારા બેની
ચારસોના પાણસો કમાયેલા મારા બેની
હવે કેમ બાપુ વિસારીયા મારા બેની
હવે કેમ સસરા સંભાળ્યા મારા બેની
નોંનેથી મજૂરી કરેલી મારા બેની
પાણસોના હજાર કમાયેલા મારા બેની
હવે કેમ માતા વિસારીયા મારા બેની
હવે કેમ સાસુ સંભાળ્યા મારા બેની

નોંનેથી મજૂરી કરેલી મારા બેની
નોંનેથી સાથે ફરેલા મારા બેની
હવે કેમ ભાઈબંધ વિસારીયા મારા બેની
હવે કેમ પૈણા સંભાળ્યા મારા બેની.

•

એક ડુંગર ચડસો બીજો ડુંગર ઉતરસો
બેની તારી સાસરીના છાપરા દેખાશે
બાપુ સે એકલા માડી સે એકલા
બેની તને તેડવા કોયની આવે
વીરા સે એકલા ભાભી સે એકલા
બેની તને તેડવા કોય ની આવે
કાકા સે એકલા કાકી સે પારકા
બેની તને તેડવા કોય ની આવે
મામા સે એકલા મામીઓ સે પારકી
બેની તને તેડવા કોય ની આવે
બેની સે એકલા ને બનેવી સે પારકા
બેની તને તેડવા કોય ની આવે.

•

વેવાઈને ગામો નથી મળ્યા ભરવાડી લાલ
વેવાઈને હરદાસપુર ગમી જેલુ ભરવાડી લાલ
નવસાને ગામો નથી મળ્યા ભરવાડી લાલ
નવસાને હરદાસપુર ગમી જેલુ ભરવાડી લાલ
પ્રભાતને રેણુ ગમી જેલી ભરવાડી લાલ
બેનીઓની જોડી તોડી નાયખી ભરવાડી લાલ
બેનીઓની જોડી તોડી નાયખી ભરવાડી લાલ
નવસાને ગામો નથી મળ્યા ભરવાડી લાલ.

•

બેની વનડામેં વાજાં વાગે
બેની ગોદડીએ રઈને સમાળો
બેની વનડામેં બાપો બોલે
બેની ગોદડીએ રઈને સમાળો.
બેની વનડામે માડી બોલે
બેની ગોદડીએ રઈને સમાળો.

• • •

# કલવેલો ખવડાવવાની વિધિનાં ગીત

જાન કન્યાના ઘરે પહોંચે ત્યારે સૌથી પહેલી વિધિ કલવેલો ખવડાવવાની થાય છે. જાનને ઉતારો આપેલો હોય ત્યાં કલવેલો ખવડાવવા માટે કન્યાની મોટી બહેન જાય છે. અળદના ઢેબરા, ગોળ, તેલ, કોદરી વરબેડિયું તેની સાળી ઉચકે છે. હળદર પલાળેલી થાળી- આ બધી વસ્તુઓની તૈયારી કરી ધોતીનો અસાળ પકડીને બધા કલવેલો ખવડાવા માટે જાય છે. આ બધી વસ્તુઓ આપવાની વિધિ વારાફરતી ચાલે છે. આ બધી વસ્તુઓનું દાપુ લેવામાં આવે છે. ત્યાર પછી પોંટી રમાડવા માટે બન્ને પક્ષની બે-બે કુવારી છોકરીઓ પોંટીને ઊચકી પાંચ વખત રમાડે છે. પોંટી નીચે ઊતારી ચોખાની અંદર નાખેલ પૈસા શોધે છે. આ વિધિ પૂરી થાય એટલે એ ચારે બહેનો હળદર પલાળેલી થાળી સામ-સામે પકડી એક-બીજાની હળદરની આપલે કરે છે. આ વિધિ પાંચ વખત કરી હળદર નાખે છે. આ બધી વિધિ પૂરી થાય એટલે કન્યાપક્ષવાળા નાચતા-નાચતા ઘરે પાછા ફરે છે. છોટાઉદેપુરના ઊંડાણ વિસ્તારનાં ગામડાંઓમાં આવા પ્રકારની વિધિ થાય છે જ્યારે તેજગઢ વિસ્તારમાં વરરાજાને કલવેલો ખવડાવવા માટે કન્યાનો ભાય થાળીમાં ખાંડ લઇને જાય છે અને પાંચ વખત વરરાજાના હાથમાં ખાંડ મૂકે છે. જેમાંથી થોડી ખાંડ વરરાજા ખાય છે અને બીજી ખાંડ જાનૈયાઓને વહેંચી દેવામાં આવે છે. આમ વિસ્તાર પ્રમાણે કલવેલો ખવડાવવાની વિધિ અલગ અલગ થાય છે.

જમો જમો રે જમાયડો કલવેલો
જમો જમો રે જમાયડો કલવેલો
તમારા સારાના હાથનો કલવેલો
તમારા સારાના હાથનો કલવેલો.

•

પાહે પાહે લુંડીયો ચીમાય, નવસો લેંબડીયું
પાહે પાહે લુંડા ચીમાય, નવસો લેંબડીયું
પાહે પાહે છોરા ચીમાય, નવસો લેંબડીયું
પાહે પાહે છોરીઓ ચીમાય, નવસો લેંબડીયું.

•

સામે ઓટીલે હેલુ કોણ જમવા બેઠું
સામે ઓટીલે હેલો નવસો જમવા બેઠો
પૂછી જુવો એને શું શું રે ભાવે
બટાકા ભાવે એને સપાટા રે આલો
સામે ઓટીલે હેલો નવસો જમવા બેઠો
ખાટી કેરીનું એને અથાનું રે આલો
સામે ઓટીલે હેલો નવસો જમવા બેઠો
ભાત આલો એને ભોન રે આવે

સામે ઓટીલે હેલો નવસો જમવા બેઠો

પૂછી જુવો એને શું શું રે ભાવે

કડવા કંટોલાનું એને શાક રે આલો

સામે ઓટીલે હેલો નવસો જમવા બેઠો

પૂછી જુવો એને શું શું રે ભાવે

ખાટા લીંબુનું એને અથાણુ રે આલો

સામે ઓટીલે હેલો નવસો જમવા બેઠો

પૂછી જુવો એને શું શું રે ભાવે.

•

પરે ના નેવેતા જમાડ્યા રે ગોરી બેની

તારા વો ભાયા રીસાય રયા વો

પરે ના નેવેતા જમાડ્યા રે ગોરીબેની

તારા વો ગામેલ્યા રીસાય રયા વો

પરે ના નેવેતા જમાડ્યા રે ગોરીબેની

તારા વો પટેલ્યા રીસાય રયા વો.

•

કાળો સે કે ગોરો સે એ નવસાને જોવો સે

લૂલો સે લગડો સે એ નવસાને જોવો સે

આંધળો સે કે પોંગરો સે એ નવસાને જોવો સે
ટાલિયો સે કે પરાયો સે એ નવસાને જોવો સે
કાળો સે કે ગોરો સે એ નવસાને જોવો સે.

•

કાળીઓ સે કે ગોરીઓ સે વેવાણીભોજાયોને જોવી સે
લુલીઓ સે કે લંગડીઓ સે એ વેવાણી ભોજાયોને જોવી સે
આંધડીઓ સે કે પોંગડીઓ સે એ વેવાણી ભોજાયોને જોવી સે
કાળીઓ સે કે ગોરીઓ સે વેવાણીભોજાયોને જોવી સે

•

મોરે ટોડીલે ના આવીશ, સુંદર શામળિયા
મોરે ટોડીલે ના આવીશ, સુંદર શામળિયા
મોરો ટોડીલો અભળાશે રે, સુંદર શામળિયા
મોરો ટોડીલો અભળાશે રે, સુંદર શામળિયા.

•

નવસો વેલો આવે તો વેલો પરણે રે
હિરા ચંદન માંડવળો રે
હમારા બેનીબાના મંડપ કરમાયા રે

હિરા ચંદન માંડવળો રે

હમારા બેનીબાના ટોળીલા કરમાયા રે

હિરા ચંદન માંડવળો રે

હમારા બેનીબાના બેનો કરમાયા રે

હિરા ચંદન માંડવળો રે

હમારા બેનીબાના ભાભીઓ કરમાયા રે

હિરા ચંદન માંડવો રે

નવસો વેલો આવે તો વેલો પરણે રે

હિરા ચંદન માંડવળો રે.

• • •

# ઘરેણું વખાણવાનાં ગવાતાં ગીત

કલવેલો ખવડાવવાની વિધિ પૂરી થાય પછી બંન્ને પક્ષના વડીલો બેસે છે અને વરપક્ષ તરફથી લાવવામાં આવેલ ઘરેણું અને કપડાંને સૂપડામાં મૂકવામાં આવે છે. સમાજના રીતિ રિવાજ મુજબ લગ્ન જોડતી વખતે નક્કી કરેલ ઘરેણું બરાબર છે કે નહિં તે જોવામાં આવે છે. જો ઘરેણું અને કપડાં બરાબર હોય તો પછી ગોળ વહેંચવામાં આવે છે અને જો ઘરેણું બરાબર ના હોય તો પછી બંને પંચ થઇને તેનો યોગ્ય નિર્ણય લાવે છે કે લગ્ન વિધિ પૂરી કરી દેવી પણ જે ઘરેણું જાળું પાતળું અથવા ઓછું હોય તે આણું વાળ્યા પહેલાં લઇ આપવું અને પછી આણું વાળવું. આમ નક્કી કરીને ગોળ ખાઇને આગળની વિધિ શરૂ કરે છે.

મારા સબંધિયા વેવાય સમજણ પડે સે કે નય

મારા સબંધિયા વેવાય કળુલા લાયવા સો કે નય

કળુલા લાયવા સો કે નય, કળુલા ઓરખો સો કે નય

મારા સબંધિયા વેવાય દોરા લાયવા સો કે નય

દોરા લાયવા સો કે નય, દોરા ઓરખો સો કે નય

મારા સબંધિયા વેવાય ઝાંઝર લાયવા સો કે નય

ઝાંઝર લાયવા સો કે નય, ઝાંઝર ઓરખો સો કે નય
મારા સબંધિયા વેવાય હાંસળી લાયવા સો કે નય
હાંસળી લાયવા સો કે નય, હાંસળી ઓરખો સો કે નય
મારા સબંધિયા વેવાય સમજણ પડે સે કે નય.

•

સોપારી લાલ ઓંકળલી, સોપારી લાલ ઓંકળલી
સારા લોકીટ લાવશે હમારા બેન પેરસે તમારે ઘેર સોભશે
સોપારી લાલ ઓંકળલી
સોપારી લાલ ઓંકળલી, સોપારી લાલ ઓંકળલી
સારા દોરા લાવશે હમારા બેન પેરસે તમારે ઘેર સોભશે
સોપારી લાલ ઓંકળલી
સોપારી લાલ ઓંકળલી, સોપારી લાલ ઓંકળલી
સાસા ઝાંઝર લાવશે હમારા બેન પેરસે તમારે ઘેર સોભશે
સોપારી લાલ ઓંકળલી
સોપારી લાલ ઓંકળલી, સોપારી લાલ ઓંકળલી
સારા સ ડા લાવશો હમારા બેન પેરસે તમારે ઘેર સોભશે
સોપારી લાલ ઓંકળલી.

•

સોનાની વીટી ઉપર મન રે બેની બા
ચાંદીની વીટી તમને નય ગમે રે
સોનાના લોકીટ ઉપર મન રે બેની બા
ચાંદીના કળુલા તમને નય ગમે રે
સોનાના દોરા ઉપર મન રે બેની બા
ચાંદીના દોરા તમને નય ગમે રે
ભણેલા નવશા ઉપર મન રે બેની બા
અભણ નવશા તમને નય ગમે રે.

•

જૂનું ઘરેણુ લાઇવો ઓ બેનચોદ ઓ બેનચોદ
તારી બાયળીનું લાઇવો ઓ બેનચોદ ઓ બેનચોદ
જૂનું ઘરેણુ લાઇવો ઓ બેનચોદ ઓ બેનચોદ
તારી વોવેહનું લાઇવો ઓ બેનચોદ ઓ બેનચોદ
જૂનું ઘરેણુ લાઇવો ઓ બેનચોદ ઓ બેનચોદ
તારી ભાભીનું લાઇવો ઓ બેનચોદ ઓ બેનચોદ.

•

ઢીલેસી ગોર લાઇવો, તારી મોંનો ઢીલો મારૂ
ઢીલેસી ગોર લાઇવો, તારી મોંનો ઢીલો મારૂ

કૂકડાનું સેરોળ લાઇવો, તારી મોંનો ઢીલો મારૂ
કૂકડાનું સેરોળ લાઇવો, તારી મોંનો ઢીલો મારૂ
વાંદરાનું હગાર લાઇવો, તારી મોંનો ઢીલો મારૂ
વાંદરાનું હગાર લાઇવો, તારી મોંનો ઢીલો મારૂ.

•

સોનાની વીટી ઉપર મન રે કુંવરબેન
ચાંદીની વીટી તમને નઇ ગમે રે
ભણેલા પૈણા ઉપર મોયા રે કુંવરબેન
અભણ પૈણા તમને નઇ ગમે રે
ગોરા પૈણા ઉપર મન રે કુંવરબેન
કારા પૈણા તમને નઇ ગમે રે
સોનાના દોરા ઉપર મન રે કુંવરબેન
ચાંદીનો દોરો તમને નઇ ગમે રે.

•

બેનને મેશની ચોકડિયો પુરાવો
લોકોની નજરો લાગશે
બેનના ઘરમા પિતા હતા સસરા ઓયરા
સસરાની નજરો લાગશે

બેનના ઘરમાં માતા હતા સાસુ ઓયરા

સાસુની નજરો લાગશે

બેનના ઘરમાં વીરા હતા જેઠુ ઓયરા

જેઠુની નજરો લાગશે

બેનના ઘરમાં ભાભી હતા જેઠાણી ઓયરા

જેઠાણીની નજરો લાગશે

બેનના ઘરમાં બેનો હતા નણંદો ઓયરા

નણંદોની નજરો લાગશે.

•

એલો વેવાઇ ગોર ખાઇ રે જન કૂકળાનું સેરોળ

અમારા વીરા ગોર ખાઇ રે જન ગુલાબના ગોટા

એલી વેવોણો ગોર ખાઇ રે જન કૂકળાનુ સેરોળ

અમારા બેનો ગોર ખાઇ રે જન ગુલાબના ગોટા.

•

વેવાઈ તો શેનો મોટો મોટો રે

તારી મોટમ શેની વાલા

સાઢી વિયાદે લાયવો ચણિયો મોગીને લાયવો

તારી મોટમ શેની વાલા

દોરા વિયાદે લાયવો લોકીટ મોગીને લાયવો

તારી મોટમ શેની વાલા

ઝાંઝર મોગીને લાયવો સડા વિયાદે લાયવો

તારી મોટમ શેની વાલા

કંઠી વિયાદે લાયવો જેડ મોગીને લાયવો

તારી મોટમ શેની વાલા.

•

વેવાઈ રે તારા સાચા જૂઠા વાયદા

હોળી પહેલા કિધુ તારે હોળી પછી આવ્યા વેવાઈ રે

તારા સાચા–જૂઠા વાયદા

ચૈત્રમા કહ્યું ત્યારે વૈશાખમાં આવ્યા વેવાઈ રે

તારા સાચા જૂઠા વાયદા

લોકીટ કહ્યુ ત્યારે કડુલા લાવ્યા વેવાઈ રે

તારા સાચા જૂઠા વાયદા

દોરા કહ્યુ ત્યારે કંઠી લાવ્યા વેવાઈ રે

તારા સાચા જૂઠા વાયદા.

•

બટન ઉપર કકળીયા જુડીલા નવશા
બેનીબાને ભારે લોકીટ જોશેલા નવશા
સોનીડાને ભાઈબંધ કેવુ પડશેલા નવશા
બેનીબાને ભારે દોરા જોશેલા નવશા
સોનીડાને ભાઈબંધ કેવુ પડશેલા નવશા
બેનીબાને ભારે સાડી જોશેલા નવશા
વાણિયાને બનેવી કેવુ પડશેલા નવશા.

•

એકે સોપારીના નવ નવ કડકા
એકે સોપારીના નવ નવ કડકા
લો રે વેવાયો કેવી સવાદી
લો રે વેવાયો કેવી સવાદી
એવી સવાદી વાંકોલમાં ગામમાં મલે
એવી સવાદી વાંકોલમાં ગામમાં મલે
એવી સવાદી દેવરિયા ગામમાં ના મલે
એવી સવાદી દેવરિયા ગામમાં ના મલે
એકે સોપારીના નવ નવ કડકા.

• • •

# કન્યાને તૈયાર કરતી વખતે ગવાતાં ગીત

કન્યા જયારે વરપક્ષ તરફથી લાવેલા કપડા પહેરાવવામાં આવે ત્યારે કન્યાપક્ષ તરફની બહેનો વરપક્ષ કે વરને કપડા કે ઘરેણા જેવી વસ્તુઓ ઓછી કિંમતની લાવ્યા એવી રીતે તેમને બહેનો ગીતો દ્વારા દર્શાવે છે.

કોરૂ મસરૂ પેરો રે ગોરોં બેન

કોરૂ મસરૂ પેરો રે ગોરોં બેન

તમારા સસરા લાઇવા રે ગોરોં બેન

તમારા સસરા લાઇવા રે ગોરોં બેન

તમારા પૈણા લાઇવા રે ગોરોં બેન

તમારા પૈણા લાઇવા રે ગોરોં બેન.

•

ઘરનું સે કે પારકુ સે બેન વાંચીને પેરો, બેની વાંચીને પેરો

ગીતાબેન ભણેલા સે બેન વાંચીને પેરો, બેની વાંચીને પેરો

અંકિતભાઈ ભણેલા સે બેન વાંચીને પેરો, બેની વાંચીને પેરો

સુનીલભાઈ ભણેલા સે બેન વાંચીને પેરો, બેની વાંચીને પેરો.

•

વાણિયાને રહીને લૂગેડા લાવી
ઘણું પેહરે મારી ગોરી વો બેની
તેલડાંને રહીને તેલડુ લાવી
ઘણું સોપડે મારી ગોરી વો બેની
વેપાર્યાને રહીને કોંહેકી લાવી
ઘણું વીસરે મારી ગોરી વો બેની.

•

ઘોર ભાળી જાજી રાડે
તારુ તે ઘોર વો
ઘોર ભાળી જાજી રાડે
તારુ તે ઘોર વો
સૂલો ભાળી જાજી રાડે
તારો તે સૂલો વો
સૂલો ભાળી જાજી રાડે
તારો તે સૂલો વો.

•

હજુ રે બેની બા બંગલા મે બોલે
હજુ રે બેની બા બંગલા મે બોલે

બંગલા મે બોલે એમના પિતાને વૈચારે
હજુ રે બેની બા બંગલા મે બોલે
બંગલા મે બોલે એમના માતાને વૈચારે
હજુ રે બેની બા બંગલા મે બોલે
બંગલા મે બોલે એમના વીરાને વૈચારે
હજુ રે બેની બા બંગલા મે બોલે
બંગલા મે બોલે એમના બેનોને વૈચારે
હજુ રે બેની બા બંગલા મે બોલે.

• • •

# ચૉરી પૂરવાની વિધિના ગીત

કપડાં પહેરવાની વિધિ પૂરી થાય એટલે ચૉરી પૂરવાની વિધિ શરૂ થાય છે. ચૅારી પૂરવા માટે બન્ને પક્ષની સ્ત્રીઓ એક-એક ચિસો દારૂ અને ઓઢણીનો ખોળો બનાવી એમા ચોખા લઈને માંડવે આવે છે અને ત્યાં આંગણામાં બંન્ને પક્ષની સ્ત્રીઓ ભેગી મળી ચોખાની ચૉરી પૂરે છે. ચૉરી પૂરી બંન્ને પક્ષથી લાવેલ દારૂ સામસામે વહેંચી પીવે છે. ચૉરીને સાચવવા માટે કોટવાળ લાકડી લઈને ઊભા રહે છે.

ચૉરી પૂરે હિનીનું કાંઇ નામ રે
ચૉરી પૂરે હિનીનું કાંઇ નામ રે
ચૉરી પૂરે હિનીનું બિલાડી નામ રે
ચૉરી પૂરે હિનીનું બિલાડી નામ રે
ચૉરી પૂરે હિનીનું કાંઈ નામ રે
ચૉરી પૂરે હિનીનું કાંઈ નામ રે
ચૉરી પૂરે હિનીનું વાંદરી નામ રે
ચૉરી પૂરે હિનીનું વાંદરી નામ રે.

•

ખળે ખેતર મોંદીલી મિનલ ચૉરી પાડવા ઊભી
દળવા ભેળવા મોંદીલી મિનલ ચૉરી પાડવા ઊભી.

•

જોશલી તારા ઢગરાના ઢાલે નથી
જોશલી તારા બેહયાનો ઢાલે નથી

•

શકુ ભાભીને ગઠેલું દોરાવો સોકે પુરીનાં રે.

•

વિચાર કરો કોકિલાબેન ઘરમે શા બારા નીકળો રે
વેલા વેલા શનગારે કોકિલાબેન ઘરમે શા બારા નીકળો રે
તારી સુરેખા શનગારે કોકિલાબેન ઘરમે શા બારા નીકળો રે.

•

બેનીના મામા હોય તે આજે મારે નઈ
મામા હોય તે કાલે આવે

•

ઘરમે થાં બારા નીકળો રે બેની શું રે વિચારે

ઘરમે થાં બાર નીકળો રે બેની બાપો વિચારે
ઘરમે થાં બાર નીકળો રે બેની માળી વિચારે.

•

બેના આવી પડ્યા રે આવી ચૉરીએ બેઠા રે
બેને ચોકો હોતો રે આવીને ચૉરીએ બેઠા રે.

•

સાવરી ઊંચી ચડાવો રે રણાબેની
બાપાના લડવેલા રે રણાબેની
માળીના લડવેલા રે રણાબેની.

•

મારી બેની ખોબરે ચડીને જોવે વાટ
ગામની બેની હજી ની આવી રે
મારી બેની ખોબરે ચડીને જોવે વાટ
ગામના ભાયા હજી ની આયા રે.

•

તારી ચૉરીયે સંગાથી કા મેલી બેની
ચૉરી મે એખલા રે

તારી પારેવી સંગાતી કા મેલ્યા બેની
ચૉરી મે એખલા રે.

•

પાટીયો ભરી દારૂડો કાં મેલ્યો રે
રામજી ચીપટ દારૂ આલી દિધો રે
દિનેશ સબુત દારૂ આલી દિધો રે.

•

વાડી મે રઈને ફર બેની ફૂલડા
સબુ ભરી ફૂલા વેણી લાવે

•

માડી બોલાવે બોલ મારા બેના  ફૂલડાં કરમાવા આયાં રે
બાપો બોલાવે બોલ મારા બેના  ફૂલડાં કરમાવા આયાં રે
વીરા બોલાવે બોલ મારા બેના  ફૂલડાં કરમાવા આયાં રે
બેનો બોલાવે બોલ મારા બેના  ફૂલડાં કરમાવા આયા રે.

•

બેની તારે વાણિયાની ચૉરી રૂપાળુ પાન રે

લાડા તારે ખેરશાનું થુટું કટાળ પડી રે.

•

બેની લઇ બેઠી ચોપડો કાગળિયા વાંચે
લાડો જઇ બેઠો ઉકડે  કાગળિયા દાટે.

•

બેની બામણની સીખેલી બેની ચૉપડો વાંચી જુવે
લાડો ખાલપાનો સીખેલો લાડો સાબડાં ઉકેલી જુવે.

•

આગળ બેઠા બાપુ પાછળ બેઠી માળી
વચમો બેઠી રે બેની કાગળિયા વાંચે
આગળ બેઠા ભાયા પાછળ બેઠી બેની
વચમે બેઠી રે બેની કાગળિયા વાંચે.

•

બેની બાપો આવે તે અળી રીજો રે
બેની માડી આવે તે અળી રીજો રે.

•

બેની માના કટારા ઝીલી લેજો રે
ટકો પૈસો મેલસે તે પાણીમે વહીં જાય સે
ગાય ગોદો મેલસે તે તમારા નામુ રે સે.

•

કાળી ગાયનું છાણે કાંઈ ઓટીલો નીપાડો રે
કાળી ગાયનું છાણે કાંઈ ઓટીલો નીપાડો રે
ઓટીલો નીપાડીને સીંદુરી સોખો પુરાવો
ઓટીલો નીપાડીને સીંદુરી સોખો પુરાવો
સીંદુરી સોખો પુરાવીને ગોરી બેનને બેસાડો રે
સીંદુરી સોખો પુરાવીને ગોરી બેનને બેસાડો રે.

• • •

# વરરાજાને ટોળે લેવાની વિધિનાં ગીત

ચૉરી પૂરવાની વિધિ પૂરી થાય એટલે વરરાજાને ટોળે લેવામાં આવે છે. ટોળો કન્યાના ઘરનાં ઝાંપે બનાવવામાં આવે છે એટલે કે ટોળે લેતાં પહેલાં વર-કન્યાના આંગણામાં કે ઘરમાં પ્રવેશી શકતો નથી.ટોળે લીધા પછી જ એ ચૉરીમાં બેસે છે. વરને ટોળે પાટલા ઉપર ઊભો રાખવામાં આવે છે અને કન્યાની મા,બહેન અને ફોઇ વરરાજાને પોંકવા માટે વધામણું, નાળિયર, હળદર, માટીના રાખના લાડવા, ભીંડીના લાકડા બધી સામગ્રીથી વરને વધાવવામાં આવે છે. વધાવ્યા પછી કન્યાની માં કોળિયું જમીન ઉપર મૂકે છે. તેને વરરાજાની જમણા પગથી ભાંગીને પછી ચૉરીમાં પ્રવેશ કરે છે.

મારે ટોંડે ના આવીશ લા ટેળા બોચકાયલા
મારે ટોંડે ના આવીશલા ટેળા બોચકાયલા
મારો ટોળો ખોદી બગાયડોલા ટેડા બોચકાયલા
મારો ટોળો ખોદી બગાયડોલા ટેડા બોચકાયલા.

•

ટોળે બેહીને ટીક ટીક કરે

ટોળે ઝોંપે આવેલીલી રોંડો

હારે નથી ઊભી રેજો

તમારો માટીહ બાંધેલી વાડ

વાડે આવેલી રોંડો

તમારા માટીહની હુતી વાડ

વાડે આવેલીલી રોંડો.

•

નવસા આવોને ટોળે, ટોળો બેનીનો કેવાય

નંબર પેહલો ગણાય

નવસા આવોને માંડવે, માંડવો બેનીનો કેવાય

નંબર પહેલો ગણાય

નવસા આવોને ચૉરીએ, ચૉરી બેનીની કેવાય

નંબર પેહલો ગણાય.

•

નવસા ઊંચુ નથી જોવે સોનાનો સે ટોડો

નવસા ઊંચુ નથી જોવે સોનાનો સે ટોડો

નવસા ઊંચુ નથી જોવે સોનાનો સે માંડવો
નવસા ઊંચુ નથી જોવે સોનાનો સે માંડવો
નવસા નીંચુ નથી જોવે સોનાની સે ચૉરી
નવસા નીંચુ નથી જોવે સોનાની સે ચૉરી.

• • •

# હસ્તમેળાપનાં ગીત

કન્યા જયારે તૈયાર થઈને માંડવાની અંદર હાથમાં દિવાની થાળીકે ફૂલનો હાર લઈ આવે કે વરરાજાને ચાંદલો કે વરમાળા પહેરાવે તે સમયે કન્યાપક્ષની બહેનો બહેનને ચેતવવા માટે ગીતો ગાય છે.

બેની ચૉરીમાં સામસામે ના બેસીએ
બેનના બાપુ દેખે બેનની માડી દેખે
બેની ચૉરીમાં સામસામે ના બેસીએ
બેની ચૉરીમાં હાથવેલો ના ઝાલીએ
બેની ચૉરીમાં હાથવેલો ના ઝાલીએ
બેનના કાકા દેખે બેનની કાકી દેખે
બેની ચૉરીમાં હાથવેલો ના ઝાલીએ
બેની ચૉરીમાં સામસામે ના બેસીએ.

•

એતો દલે ચઢેતો પેણજો મોટોંનોં બેની
એતો ડુંગર મેનુ રીછડુ મોટોંનોં બેની

એતો દલે ચઢેતો પેણજો મોટોંનોં બેની
એતો ગટર મેનુ ભુંડળુ મોટોંનોં બેની
એતો કોતેડાનો સાપ રે મોટોંનોં બેની
એતો દલે ચઢેતો પેણજો મોટોંનોં બેની
એતો રાયસીંપુરા ગામનુ કૂતરું મોટોંનો બેની
એતો દલે ચઢેતો પેણજો મોટોંનોં બેની.

•

હાથમાં કેમેરો લઇને ચાલવુ રે મારે નાના નીતાબેન
સસરાનો ફોટો પાડવા ચાઇલા રે મારે નાના નીતાબેન
સાસુનો ફોટો પાડવા ચાઇલા રે મારે નાના નીતાબેન
જેઠુનો ફોટો પાડવા ચાઇલા રે મારે નાના નીતાબેન
જેઠાણીનો ફોટો પાડવા ચાઇલા રે મારે નાના નીતાબેન.

•

ટેબલ ઉપર બેસ બેની પચ્ચાસ પોંનોં ચાવજો
બેની પચ્ચાસ પોંનોં ચાવજો
સસરાએ કરેલી અરજી મારે નથી પરણવાની મરજી
પેપરમાં છપાવજો કાગળમાં લખાવજો
ટેબલ ઉપર બેસ બેની પચ્ચાસ પોંનોં ચાવજો

બેની પચ્ચાસ પોંનો ચાવજો
સાસુએ કરેલી અરજી મારે નથી પરણવાની મરજી
પેપરમાં છપાવજો કાગળમાં લખાવજો
ટેબલ ઉપર બેસ બેની પચ્ચાસ પોંનોં ચાવજો
બેની પચ્ચાસ પોંનોં ચાવજો
જેઠુ કરેલી અરજી મારે નથી પરણવાની મરજી
પેપરમાં છપાવજો કાગળમાં લખાવજો
ટેબલ ઉપર બેસ બેની પચ્ચાસ પોંનોં ચાવજો
બેની પચ્ચાસ પોંનોં ચાવજો.

•

ગામે ગામનોં ફરેલોં શેરે શેરનોં ભનેલોં મારોં બેની
કોઈને ઘેરે ના જઈયે કોઈના બારે ના જઈયે મારોં બેની
પયનાન બોલેલુ ના ગમે પયનાન ચાલેલુ ના ગમે મારોં બેની
કોઈનો ઉકારો ના પીયે કોયનો ટુકારો ન ખાયે મારોં બેની
સસરાને બોલેલુ ના ગમે સસરાન ચાલેલુના ગમે મારોં બેની
સાસુને બોલેલુ ના ગમે સાસુન ચાલેલુ ના ગમે મારોં બેની
કોઈને ઘેરે ના જઈયે કોઈને બારે ના જઈયે મારોં બેની.

•

કેરના કેતેલા બેન બાપુ જોડે ફરીશ
સાજન આઇવુ બેન સાસરે જવાના
સાજન આઇવુ બેન સાસરે જવાના
કેરના કેતેલા બેન માતા જોડે ફરીશ
સાજન આઇવુ બેન સાસરે જવાના
સાજન આઇવુ બેન સાસરે જવાના
કેરના કેતેલા બેન વીરા જોડે ફરીશ
સાજન આઇવુ બેન સાસરે જવાના
સાજન આઇવુ બેન સાસરે જવાના
કેરના કેતેલા બેન બેનો જોડે ફરીશ
સાજન આઇવુ બેન સાસરે જવાના
સાજન આઇવુ બેન સાસરે જવાના.

•

વાડીનો સે ડમરો, બેની ડમ્મર રોડે ચાલજો
બેની ડમ્મર રોડે ચાલજો
હાહરો સે દારૂડિયો, બેની ધીમે રહીને બોલજો
બેની ધીમે રહીને બોલજો
વાડીનો સે ડમરો, બેની ડમ્મર રોડે ચાલજો
બેની ડમ્મર રોડે ચાલજો

હાહુ સે ફુવેડ, બેની ધીમે રહીને બોલજો

બેની ધીમે રહીને બોલજો

વાડીનો સે ડમરો, બેની ડમ્મર રોંડે ચાલજો

બેની ડમ્મર રોંડે ચાલજો.

•

હાથમાં ઝાલીયું ગુલાબનું ફૂલ રે

રસ્તામા જયને ફેંકી દીજો રે

ગળામાં પેયરો ગુલાબનો હાર રે

સાસરે જયને ભૂલી જજો રે

સાસરે હશે સાસુ સસરા રે

સાસરે જયને ભૂલી જજો રે

સાસરે હશે જેઠ-જેઠાણી રે

સાસરે જયને ભૂલી જજો રે.

•

સાસરિયુ સે ચોર બેની, તમને બનાવશે ચોર બેની

તમને બનાવશે ચોર બેની

તમારી સાસુ લોકિટ ચોરસે, તમને બનાવશે ચોર બેની

તમને બનાવશે ચોર બેની

સાસરિયુ સે ચોર બેની, તમને બનાવશે ચોર બેની

તમને બનાવશે ચોર બેની

તમારા દિયર વીટી ચોરસે, તમને બનાવશે ચોર બેની

તમને બનાવશે ચોર બેની

સાસરિયુ સે ચોર બેની, તમને બનાવશે ચોર બેની

તમને બનાવશે ચોર બેની

તમારી નણંદી ઘડિયાળ ચોરસે, તમને બનાવશે ચોર બેની

તમને બનાવશે ચોર બેની

સાસરિયુ સે ચોર બેની, તમને બનાવશે ચોર બેની

તમને બનાવશે ચોર બેની.

•

લીલા- લીલા લેમુડા તારા પોંન રે

ભીલડો મેવાસી

મારા તેજગઢ ગામમાં નિશાળો બંધાવો રે

ભીલડો મેવાસી

ભણવા આવશે કોરાજ ગામના છોરા રે

ભીલડો મેવાસી

લીલા -લીલા તારા લેમુડા તારા પોંન રે

ભીલડો મેવાસી

મારા કોરાજ ગામમાં તળાવ બંધાવો રે

ભીલડા મેવાસી

નાવા આવશે પેલી તેજગઢની ગામની છોરીઓ રે

ભીલડો મેવાસી

નવડાશે કોરાજ ગામના છોરા રે

ભીલડો મેવાસી.

•

એક કોરાજ ગામ મારા બેની

કોઈના ઘરે ના જઈએ કોઈ ના બારે ના જઈએ મારા બેની

સસરાને બોલેલુ ના ગમે સસરાને ચાલેલુ ના ગમે મારા બેની

એક કોરાજ ગામ મારા બેની

સાસુને રાંધેલુ ના ગમે સાસુને ખાદેલુ ના ગમે મારા બેની

એક કોરાજ ગામ મારા બેની

દેરાણીને હરેલુ ના ગમે દેરાણીને ફરેલુ ના ગમે મારા બેની

જેઠુને હરેલુ ના ગમે જેઠુને ફરેલુ ના ગમે મારા બેની

એક કોરાજ ગામ મારા બેની

પઈનાને બોલેલુ ના ગમે પઈનાને ચાલેલુ ના ગમે મારા બેની

એક કોરાજ ગામ મારા બેની

કોઈના ઘરે ના જઈએ કોઈના બારે ના જઈએ મારા બેની.

•

સમજો કે સમજાવુ નવશા મારોં બેનને દુઃખડોં ના દેજો
તારી બેનને પાણીલા ભરાવજો મારોં બેનને દુઃખડોં ના દેજો
સમજો કે સમજાવુ નવશા મારોં બેનને દુઃખડોં ના દેજો
તારી માતાને રસોયો મુકાવજો મારોં બેનને દુઃખડોં ના દેજો
સમજો કે સમજાવુ નવશા મારોં બેનને દુઃખડોં ના દેજો
તારી ભાભીને વાસીદોં ભરાવજો મારોં બેનને દુઃખડોં ના દેજો
સમજો કે સમજાવું નવશા મારોં બેનને દુઃખડોં ના દેજો.

•

બાપુના ઘરમાં ઘણા કયરાં કામો
બાપુએ સાસરે વરાવી દીધા બેની
સસરાના ઘરમાં નથી કયરા કામો
સસરાએ લોકીટ પેરાવી દીધા બેની
માતાના ઘરમાં ઘણાં કયરાં કામો
માતાએ સાસરે વરાવી દીધા બેની
સાસુના ઘરમાં નથી કયરાં કામો
સાસુએ દોરા પેરાવી દીધા બેની

વીરાના ઘરમાં ઘણાં કચરાં કામો
વીરાએ સાસરે વરાવી દીધા બેની
જેઠુના ઘરમાં નથી કચરાં કામો
જેઠુએ ઝાંઝર પેરાવી દીધા બેની
બેનોના ઘરમાં ઘણાં કચરાં કામો
બેનોએ સાસરે વરાવી દીધા બેની
નણંદોના ઘરમાં નથી કચરાં કામો
નણંદોએ સાડીઓ પેરાવી દીધી બેની.

•

લીલી ગોફેણ પીળો પાંજેરો રે
હીલુ પડ્યું રે પરદેશ

•

ઘણાં રમીયા બેન બાપાના ખોળે
ઘણાં રમીયા બેન માતાના ખોળે
હવે સાસુ રમવા ના દે
ઘણાં રમીયા બેન કાકાના ખોળે
હવે જેઠે રમવા ના દે.

•

સોનાનો રૂપિયો ખોબીલે રૂપિયો શાની ભીંડે

બાપુ દીકરી પરણાવે.........(૨)

સોનાનો રૂપિયો ખોબીલે રૂપિયો શાની ભીંડે.....

માળી દીકરી પરણાવે.............(૨)

સોનાનો રૂપિયો ખોબીલે રૂપિયો શાની ભીંડે....

ભાયો બેનીને પરણાવે........(૨)

•

આંબા આંબલીનો સાંયો બેની સાંયો છોળી જવુ સાસરે

એવો બાપુનો લાડ બેની બાપુ છોડી જવુ સાસરે

એવો માતાનો લાડ બેની માતા છોડી જવુ સાસરે

એવો વીરોંનો લાડ બેની વીરા છોડી જવુ સાસરે

એવો બેનોનો લાડ બેની બેનો છોડી જવુ સાસરે.

•

કળવો લીંબડો, લીંબડો મોરાયો રે

તીના ફૂલડા વેરાયા રે

બાપો સોળીને સસરા ઓઈરા રે

તીના ફૂલડા વેરાયા રે

માતા સોળીને સાસુ  ઓઈરા રે
તીના ફૂલડા વેરાયા રે
વીરા સોળીને જેઠે  ઓઈરા રે
તીના ફૂલડા વેરાયા રે
ભાભી સોળીને જેઠે  ઓઈરા  રે
તીના ફૂલડા વેરાયા રે.

•

ખાટી ઓંબેલી મીઠી લેંબડી રે લોલ
ખાટી ઓંબેલી મીઠી લેંબડી રે લોલ
બાપુનો મીઠો બોલ સસરાનો ખાટો બોલ
ખાટી ઓંબેલી મીઠી લેંબડી રે લોલ
માળીનો મીઠો બોલ સસરાનો કડવો બોલ
ખાટી ઓંબેલી મીઠી લેંબડી રે લોલ
વીરોંનો મીઠો બોલ જેઠુનો કડવો બોલ
ખાટી ઓંબેલી મીઠી લેંબડી રે લોલ
ભાભીનો મીઠો બોલ જેઠાણીનો કડવો બોલ
ખાટી ઓંબેલી મીઠી લેંબડી રે લોલ

•

કોન કોન જોવા જેલુ બેનીની સેંટે સાસેરી
કોને ગમી જેલી બેનીની સેંટે સાસેરી
બાપુન ગમી જેલી બેનીની સેંટે સાસેરી
માળીન ગમી જેલી બેનીની સેંટે સાસેરી
કોને નથી ગમતી બેનીની સેંટે સાસેરી
વીરાન નથી ગમતી બેનીની સેંટે સાસેરી
ભાભીન ગમી જેલી બેનીની સેંટે સાસેરી
કોને નથી ગમતી બેનીની સેંટે સાસેરી
કાકાન નથી ગમતી બેનીની સેંટે સાસેરી
કાકીન ગમી જેલી બેનીની સેંટે સાસેરી.

•

લાલે મકાઇ તમે ઓરશો નઇ
દળવા ભેળવાનું બહું કાઠુ પડે
ઊંડા કૂવા તમે ગોળશો નઇ
પાણી ભરવાનું બહું કાઠુ પડે
ઢોર ઢાંખર તમે રાખશો નઇ
વાસીદુ ભરવાનું બહું કાઠુ પડે.

•

અરદેશ પરદેશ પારકેલા દેશ બેની ના જશો રે
અંઇ બાપુ તંઇ સસરા, સસરા કેવા બેની ના જશો રે
અંઇ માળી તંઇ સાસુ, સાસુ કેવા બેની ના જશો રે
અંઇ વીરા તંઇ જેઠ, જેઠ કેવા બેની ના જશો રે
અંઇ ભાભી તંઇ જેઠાણી, જેઠાણી કેવા બેની ના જશો રે
અંઇ બેનો તંઇ નણદ, નણદ કેવા બેની ના જશો રે.

•

સાસરીયોમાં જવા મોવાઇલા મારોં બેની
સાસરીયોના સસરા હઠીલા મારોં બેની
સાસરીયોની સાસુ હઠીલી મારોં બેની
સાસરીયોના જેઠે શેઠે મારોં બેની
સાસરીયોની જેઠાણી શેઠાણી મારોં બેની.

•

બોલો મારા નવા જમાઈ હવે શું છે બાકી રે
પાણી ભરવા બેઢુ આયલુ હવે શું છે બાકી રે
રસોઈ મૂકવા કૂકર આયલુ હવે શું છે બાકી રે
કપડાં મૂકવા તિજોરી આયલી હવે શું છે બાકી રે

બોલો મારા નવા જમાઈ હવે શું છે બાકી રે
સૂવા માટે પલંગ આઈલો હવે શું છે બાકી રે.

•

બેનીની કોપી તે જમા ભરી સોપડી
લોકોની નજરો લાગ હે
બેનીની માડી હુતી ને હાહુ ઓયરા રે
હાહુની નજરો લાગ હે
બેનીનો બાપો હુતો ને સસરા ઓયરા રે
સસરાની નજરો લાગ હે
બેનીને બેનો હુતીને નણંદી ઓયરા રે
નણંદીની નજરો લાગ હે.

•

આંબલી તે થડુ મેં મોરેલાં રે
ડાળે પાને રસી રે'લાં રે
દિયર તે તેડવા આવેલા રે
ડાળે પાને રસી રે'લાં રે.

•

જાંબુ સાંયે રે'જો મારી બેન
કણઝી સાંયે કેમ કરી રે'સો
બાપા જોંડે રે'જો મારી બેન
સસરા જોંડે કેમ કરી રે'સો
માડી જોંડે રે'જો મારી બેન
સાસુ જોંડે કેમ કરી રે'સો
ભાયા જોંડે રે'જો મારી બેન
દેવરૂ જોંડે કેમ કરી રે'સો
બેની જોંડે રે'જો મારી બેન
નંણદી જોંડે કેમ કરી રે'સો

•

બેનીને ઝરીવાળી તિલળી
બેનીને ગામડાં ગમી રે'લાં રે
લાડાને ભંગાર તિલળી
લાડાને રૂમડિયું ગમી રે'લુ રે

•

બેની જાંબુ જાંબુ કે'તેલાં
જાંબુ ના કે'સો બેની લીંબુ કે'વાના રે

બેની બાપુ બાપુ કે'તેલા
બાપુના કે'સો બેની સસરા કે'વાના રે
બેની માડી– માડી કેતેલાં
માડીના કેશો બેની હાહુ કે'વાના રે.

•

આંબાની ડાળ ઘણી લાંબી મારી ગૌરીબેન
દોરો ખેંસાયો બીજા દેસ
બેનીનો જોડો ઘણો લાંબો મારી ગૌરીબેન
દોરો ખેંસાયો બીજા દેસ.

•

બેનના માંડવા પસાળ ફૂલવાળી
બેની બોલતા કેમ ની
બેનના બાપા બોલાડે એક બોલ
બેની બોલતા કેમ ની

•

પતંગ ગેઈ કયા દેહમેં,
દોરો રયો મારા હાતમેં

બેની ગઈ કયા દેહમેં,
દોરો રયો મારા હાતમેં,
બેની ગઈ કયા દેહમેં,
દોરો રયો મારા હાતમેં,

•

બેની આપળા રે ઘરમેં સિંદેળી સોખો,
કેમરે વિસારિયા રે
બેની આપળા રે ઘરમેં ભાયાનો જોડો,
કેમ રે વિસારિયા રે.
કડવો લીમડો લીમડો મોરેલો રે
તીના ફૂલડાં વેરાયાં રે
બાપો સોડી સસરો ઓરીયો રે
તીના ફૂલડાં વેરાયાં રે
માડી સોડી સાસુ ઓરિયાં રે
તીના ફૂલડાં વેરાયા રે
ભાયો સોડી દિયર ઓરિયાં રે
તીના ફૂલડાં વેરાયા રે.
બેની સોડી નંણદી ઓરિયાં રે
તેના ફૂલડાં વેરાયાં રે.

•

આજે સવાલાની બેની વિરેશ દાનમેં કેમ રે અલાય,
આજે સવાલાની બેની વિરેશ દાનમેં કેમ રે અલાય
આજે બેડું અલાય સોનું અલાય બેની નીં અલાય,
બાપુ કરીલે વસાર આજે હવાલાખની બેની દાનમેં કેમરે અલાય.

•

લીલી તુવેર રાતું ફૂલ રે ચંપાબેન,
તમારી હાહરી ઘણી દૂર રે ચંપાબેન
વાડીનાં ફૂલડાં વેરાય જાય,
વેરાય જાય બેનાં વેરાય જાય.

•

ઊંડા દરિયામે ઊતરી પયંડા રે ચંપાબેન.
જવુ પડે પણ આવતા રે'જો ચંપાબેન
બેની ચિતરેલાં બંગલામેં રે'લા
બેની એખેલા કેમ કરી જહો રે.
બેની ભાયાના બંગલા મેં રે'લા
બેની એખેલા કેમ કરી જહો રે
બેની બેનોના જોડામેં રે'લા
બેની એખેલા કેમ કરી જહો રે.

•

ખેતર જતા ભાઈ જોડે, ઘરે આવતા ભાભી જોડે
ઓ મારી બેન રે, એવો જોડો કેમ છોયડો.

•

થંભી રહો થંભી રહો મંડપની પાસ ઉતાવળ શેને કરો શો
હજુ હમારા બેન દાંતણ કરેશે દાંતણ કરતા લાગશે
વાર ઉતાવળ શેને કરો શો
હજુ હમારા બેન નાવણ કરેશે નાવણ કરતા લાગશે
વાર ઉતાવળ શેને કરો શો
થંભી રહો થંભી રહો મંડપની પાસ ઉતાવળ શેને કરો શો
હજુ હમારા બેન માથુ ઓરે સે,
માથુ ઓરતા લાગશે વાર ઉતાવળ શેને કરો શો
હજુ હમારા બેન સાડી પેરેશે સાડી પેરતા લાગશે
વાર ઉતાવળ શેને કરો શો
થંભી રહો થંભી રહો મંડપની પાસ ઉતાવળ શેને કરોશો
હજુ હમારા બેન તૈયાર થાય છે,
તૈયાર થતા લાગશે વાર ઉતાવળ શેને કરો શો.

•

નાગરવેલનું પાન રે નવસા

એક સરખુ પાન રે નવસા પાન લેવા આઈવા

ઉષાબેનના બેન રે નવસા

એકસરખા બેન રે નવસા બેન લેવા આઈવા

રતનભાઈના બેન રે નવસા

એકસરખા બેન રે નવસા બેન લેવા આઈવા

શારદાભાભીના નણદ નવસા

એકસરખા નણદ નવસા બેન લેવા આઈવા.

•

વડ ઊગ્યો વડના પાડે ડાળે પાને રસ જેલો રે

વડ ઊગ્યો વડના પાડે ડાળે પાને રસ જેલો રે

વિપીનભાઈ એકલા રેવાના બકીબેન

પરણી જવાના ડાળે પાને રસ જેલો રે

નયનાબેન એકલા રેવાના બકીબેન

પરણી જવાના ડાળે પાને રસ જેલો રે

વડ ઊગ્યો વડના પાડે ડાળે પાને રસ જેલો.

•

દેવરિયામાં બંગલાની હારો રે બંગલાની હારે બેની ફરો
દેવરિયામાં બંગલાની હારો રે બંગલાની હારે બેની ફરો
તેજગઢમાં થોરિયાની વાડો રે સોકળ છોરા થોરિયાની વાડે વાડે ફરો રે
તેજગઢમાં થોરિયાની વાડો રે સોકળ છોરા થોરિયાની વાડે વાડે ફરો રે.

•

બેનના હાથમાં સેલડીયુ રાડુ રે રૂપાળાબેની ગઢ રે
ગુંદીના બેની પરણે સે
બેનના પિતા ઘણું છેટુ જોયુ રે રૂપાળાબેની ગઢ રે
ગુંદીના બેની પરણે સે
બેનના માતા ઘણું છેટુ જોયુ રે રૂપાળાબેની ગઢ રે
ગુંદીના બેની પરણે સે
બેનના વીરા ઘણું છેટુ જોયુ રે રૂપાળાબેની ગઢ રે
ગુંદીના બેની પરણે સે
બેનની ભાભીએ ઘણું છેટુ જોયુ રે રૂપાળાબેની ગઢ રે
ગુંદીના બેની પરણે સે
બેનના કાકાએ ઘણું છેટુ જોયુ રે રૂપાળાબેની ગઢ રે
ગુંદીના બેની પરણે સે

બેનના કાકીએ ઘણું છેટુ જોયુ રે રૂપાળાબેની ગઢ રે
ગુંદીના બેની પરણે સે.

•

તેજગઢ ગામ સે લીલા લેર બેની શું લેવા જાય
કોરાજ ગામ સે સુકાસેલ બેની શું લેવા જાય
તેજગઢની બેનો ટનાટન બેની શું લેવા જાય
કોરાજની છોરી ઉક્ષ્ક્ષ્ડ બેની શું લેવા જાય
તેજગઢના વીરા ટનાટન બેની શું લેવા જાય
કોરાજના છોરા ઉક્ષ્ક્ષ્ડ બેની શું લેવા જાય.

•

ઊંડા દરિયામાં ઊતરી જવાના બેની
ઊંડા દરિયામાં ઊતરી જવાના બેની
તમારા બાપુને છોડી જવાના બેની
પારકી સસરાને ઝડપી લેવાના બેની
ઊંડા દરિયામાં ઊતરી જવાના બેની
તમારા માતાને છોડી જવાના બેની
પારકા સાસુને ઝડપી લેવાના બેની

ઊંડા દરિયામાં ઊતરી જવાના બેની
તમારા વીરાને છોડી જવાના બેની
પારકા દયરને ઝડપી લેવાના બેની
ઊંડા દરિયામાં ઊતરી જવાના બેની.

• • •

## ઘોડે (ખભા) ઉપર બેસાડી રમાડતી વખતે ગવાતાં ગીત

પાતેળી બેની રે બેની ઘોડીલા ખેલે રે

પાતેળી બેની રે બેની ઘોડીલા ખેલે રે

ડેબરો લાડો, લાડાને રમતે ની આવળે

ડેબરો લાડો, લાડાને રમતે ની આવળે.

•

એક ફેરો ફિરજી બેની પારકો લાડો સે

એક ફેરો ફિરજી બેની પારકો લાડો સે

ફરતેની અવળે બેની પારકો લાડો સે

ફરતેની અવળે બેની પારકો લાડો સે.

•

સીધી રઈને જુહારજી હો લાડી

સીધી રઇને જુહારજી હો લાડી

દેયો તેથો ગાવજી હો લાડા
દેયો તેથો ગાવજી હો લાડા
તડેવલાનો દેવ સે આકળો હો લાડા
તડેવલાનો દેવ સે આકળો હો લાડા.

•

ઊગડી વળીને પાયે લાગેજી રે લાડી
ભૂતેડો બીવાડસે
તનેની બીવાડે તારી લોંડિયુંને બીવાડસે
ઊગેડો વળીને પાયે લાગેજી રે લાડા
ભૂતેડો બીવાડસે
તનેની બીવાળે તારી લોંડિયુંને બીવાડસે.

• • •



# વિદાય ગીત

પરણીયા પછી પારકેલા બેની જાવો તમારે સાસરે
પરણીયા પછી પારકેલા બેની જાવો તમારે સાસરે
બાપુના બંગલા છોડવા રે પડશે જાવો તમારે સાસરે
બાપુના બંગલા છોડવા રે પડશે જાવો તમારે સાસરે
સસરાની ઝૂપડી ઓરવી રે પડશે જાવો તમારે સાસરે
સસરાની ઝૂપડી ઓરવી રે પડશે જાવો તમારે સાસરે
પરણીયા પછી પારકેલા બેની જાવો તમારે સાસરે.

•

માળી માળીયે બેળુલા સૂના મેલ દિચરી પરણી ચાલી સાસેરીયે
બાપુ ખેતરે જવાનું સૂનું મેલ દિચરી પરણી ચાલી સાસેરીયે
ભાભી ઘરના રાંધેણા સૂના મેલ નણદી પરણી ચાલી સાસેરીયે
ભાયા ઘરનું કામે સૂનું મેલ બેની પરણી ચાલી સાસેરીયે.

•

ગુલાબના ફૂલ બેન વેરાઇ ગયા બાપુની કુંવરી લુટાઇ ગયા
ગુલાબના ફૂલ બેન વેરાઇ ગયા માળીની કુંવરી લુટાઇ ગયા
ગુલાબના ફૂલ બેન વેરાઇ ગયા વીરાની બેની લુટાઇ ગયા
કમળના ફૂલ બેની કરમાઇ ગયા ભાભીની નણદ લુટાઇ ગયા
કમળના ફૂલ બેની કરમાઇ ગયા કાકાની ભત્રીજી લુટાઇ ગયા
કમલના ફૂલ બેની કરમાઇ ગયા કાકીની ભત્રીજી લુટાઇ ગયા
ચંપાના ફૂલ બેની કરમાઇ ગયા બેનીની બેની લુટાઇ ગયા.

•

બૈરા રે માડી તારા રૂપિયા દિકરીવના ઘેરુ સુના રે
બૈરા રે બાપુ તારા રૂપિયા દિકરીવના ઘેરુ સુના રે
બૈરા રે વીરા તારા રૂપિયા બેની વના ઘેરુ સુના રે
બૈરા રે ભાભી તારા રૂપિયા નંણદી વના ઘેરુ સુના રે
બૈરા રે કાકા તારા રૂપિયા ભત્રીજ વના ઘેરુ સુના રે
બૈરા રે કાકી તારા રૂપિયા ભત્રીજી વના ઘેરુ સુના રે
બૈરા રે પૂજારા તારા રૂપિયા બેની વના ઘેરુ સુના રે
બૈરા રે વીરા તારા વીછીચોપનાના રૂપિયા બેનીવના ઘેરુ સુના રે.

•

એકે સરોવરની પાળે આંબો મોરીયો રે
એને મોટો કરતા બહુ લાગી વાર મોરની વેળાયે
આંબો સુકાયો રે
એક લાડકી મા બાપની દીકરી રે
એને મોટી કરતા બહુ પડ્યુ દુઃખ
સુખની વેળાયે દીકરી સાસરીયે.

•

સાદી બંગડી બેન કાયમ પેરાય, ચુડીલા બંગડી બેન લગ્નમાં પેરાય
આપણા બાપુ બેન પારકા કેવાય, પારકા સસરા બેન આપણા કેવાય
આપની માતા બેન પારકી કહેવાય, પારકી સાસુ બેન આપની કહેવાય
આપની બેન બેનો પારકી કહેવાય, પારકી નણદો બેન આપના કહેવાય
આપણા વીરા બેન પારકા કહેવાય, પારકા પઈના બેન આપના કહેવાય.

•

માળી મારો વરગનીયે ઘાઘરો કુંવરી ચાઇલા સાસરીયે
માળી મારો વરગનીયે ઘાઘરો કુંવરી ચાઇલા સાસરીયે

માળી મારા રયને વૈચારે કુંવરી ચાઇલા સાસરીયે
માળી મારા રયને વૈચારે કુંવરી ચાઇલા સાસરીયે
પિતા તારા ગજવામાં પેનો દિકરી ચાઈલા સાસરીયે
વીરા મારા ટાકામાં ચંપલ બેની ચાઈલા સાસરીયે
ભાભી મારા ખીટીંએ ઉઢેણી નણદી ચાઈલા સાસરીયે
બેની મારા પનીયારે બેડુલા બેની ચાઇલા સાસરીયે
બેની મારા પનીયારે બેડુલા બેની ચાઇલા સાસરીયે
બેની મારા રયને વૈચારે બેની ચાઇલા સાસરીયે.

•

બેની સેલ્લો-વેલ્લો માંડવો વધાવી લીજો રે
બેની સેલ્લો-વેલ્લો માંડવો વધાવી લીજો રે
બેની સેલ્લા-વેલ્લા બાપુને મળી લીજો રે
બેની સેલ્લા-વેલ્લા બાપુને મળી લીજો રે
બેની સેલ્લા-વેલ્લા માતાને મળી લીજો રે
બેની સેલ્લા-વેલ્લા માતાને મળી લીજો રે
બેની સેલ્લા-વેલ્લા વીરાને મળી લીજો રે
બેની સેલ્લા-વેલ્લા વીરાને મળી લીજો રે
બેની સેલ્લા-વેલ્લા બેનોને મળી લીજો રે

બેની સેલ્લા-વેલ્લા બેનોને મળી લીજો રે
બેની સેલ્લો-વેલ્લો માંડવો વધાવી લીજો રે.

•

ઉડતી ઓઢણી સંભાળજો રડતા ચાયલા સાસરીયે
આજ ઘડી માતાનુ રાખજો સાસુની જિંદગી સુધારજો
આજ ઘડી પિતાનું રાખજો સસરાની જિંદગી સુધારજો
ઉડતી ઓઢણી સંભાળજો રડતા ચાયલા સાસરીયે
આજ ઘડી વીરાનું રાખજો જેઠુની જિંદગી સુધારજો
આજ ઘડી ભાભીનું રાખજો જેઠાણીની જિંદગી સુધારજો
ઉડતી ઓઢણી સંભાળજો રડતા ચાયલા સાસરીયે
આજ ઘડી બેનોનું રાખજો નણદીની જિંદગી સુધારજો
ઉડતી ઓઢણી સંભાળજો રડતા ચાયલા સાસરીયે.

•

વિપીનભાઈના બેન તમને સોંપીયા વરીરાજા
એને તમે દુઃખડા ના દેશો વરી રાજા
કિશનભાઈ ના બેન તમેને સોંપીયા વરીરાજા
એને તમે દુઃખડા ના દેશો વરી રાજા

દરિયાબેનના બેન તમને સોંપિયા વરીરાજા
એને તમે દુઃખડા ના દેશો વરી રાજા
સુંદરભાઈના બેન તમને સોંપિયા વરી રાજા
એને તમે દુઃખડા ના દેશો વરી રાજા.

•

આલુ જાંબુના સાંયે બની વનવાટે પડ્યા રે
ભાઈ ભાભીની જોડ બેની વનવાટે પડ્યા રે
કાકા કાકીની જોડ બેની વનવાટે પડ્યા રે
ફોઈ ફુવાની જોડ બેની વનવાટે પડ્યા રે
બેન બનેવીની જોડ બેની વનવાટે પડ્યા રે.

•

બેની ઊંડા દરિયામેં ઊતરી જવાના,
બેની વા'લા બાપાને સોડી જવાના,
બેની વા'લી માડીને સોડી જવાના,
બેની વા'લા ભાઈબંદને સોડી જવાના,
બેની પારકા સસરાને ઓરી લેવાના
બેની પારકી સાસુને ઓરી લેવાના
બેની પારકી રાંડોને ઓરી લેવાના

બેની પારકા રંડવાને ઓરી લેવાના.

•

અંતરની સીસી ખોલ બેની,

સેટી હાહરી સમાળ બેની

માડીનો જોડો સોડ બેની,

પારકી હાહુ સમાળ બેની

બાપાનો જોડો સોડ બેની

પારકો હહરો સમાળ બેની

બેનોનો જોડો સોડ બેની

પારકી નંણદી સમાળ બેની.

•

બેની કંકુ ભયરો ઓરીલો,

સિંદૂરનાં પગલાં પડે

બેની સોડી દીધો બાપો સંભાળી લીધો હહરો,

બાપાનાં અળગો કરો.

બેની સોડી દીધી માડી સંભાળી લીધો હાહુ,

માડીનાં અળગો કરે.

•

ઝાઝા ડુંગીરામેં નીં જહો બેની,
ઝાઝા ડુંગીરામેં નીં જહો બેની.
નીં આવે બાપો નીં આવે માડી,
ઝાઝા ડુંગીરામેં નીં જહો બેની
નીં આવે મેલવા નીં આવે તેડવા
ઝાઝા ડુંગીરામેં નીં જહો બેની.
નીં આવે મામા નીં આવે માસી
ઝાઝા ડુંગીરામેં નીં જહો બેની.

•

ખાખરે ચયડાં બેની પીપરે ચડાં રે,
ગામનો ઓવારો બેની સોડીયાં રે,
બાપો ની સોડું બેની માડી ની સોડુ રે.
ગામનો ઓવારો બેની સોડીયાં રે
ભાયો નીં સોડું બેની ભાભી નીં સોડુ રે
ગામનો ઓવારો બેની સોડીયાં રે.

•

ઊંડોસે કૂવો સેટાં સે ખેતરાં,
તને તેડવા કોઈ નીં આવે

બાપોસે એખલો માડી સે એખલી
તને તેડવા કોઈ નીં આવે
ભાયો સે એખલો ભાભી સે પારકી
તને તેડવા કોઈ નીં આવે.

•

નવસારી નદીઓનું પાણી મારા બેના,
નવસારી નદીઓનું પાણી મારાં બેના.
કેમ કરી બાપો વિસાયો મારાં બેના,
કેમ કરી હહરો સમાળો મારા બેના.
કેમ કરી માડી વિસારી મારાં બેના.
કેમ કરી હાહુ સમાળો મારા બેના
કેમ કરી વીરા વિસાર્યો મારાં બેના,
કેમ કરી  દેવરૂ સમાળો મારા બેના

•

બેનીને હાહેરી ઘણી દૂર રે,
બેનીને જતે આવતે વસાર આવે રે,
બેનીને જતે આવતે વસાર આવે રે,
બેનીને બાપાના ઘણા લાડ રે

બેનીને જતે આવતે વસાર આવે રે

•

નજરે નજરે આવજો રે બેની,
નજરે નજરે આવજો રે બેની ઘણા ના રડો.
ભાયો મેલવા આવહે બેની,
ભાભી તેડવા આવહે બેની ઘણા ના રડો.
કોયે નીં આવે બેની કોય નીં આવે,
આડાસે ડુંગીરા વચ્ચે સે દરિયા કેમ કરી આવે
બાપો નીં આવે રે બેની માડી નીં આવે,
આડા સે ડુંગીરા વચ્ચે સે દરિયા કેમ કરી આવે.
ભાયો નીં આવે રે બેની ભાભી નીં આવે,
આડા સે ડુંગીરા વચ્ચે સે દરિયા કેમ કરી આવે.

•

ગામે નીં સોડુ બેની સીમે નીં સોડુ રે
ગામનો ઓવારો બેની સોડી રી'યા રે
બાપો નીં સોડું બેની માડી નીં સોડું રે,
ગામનો ઓવારો બેની સોડી રી'યા રે.

ભાયો નીં સોડુ બેની ભાભીનીં સોડુ રે,
ગામનો ઓવારો બેની સોડી રી'યા રે

• • •

# કન્યાને પરણીને ઘરે લાવ્યા પછીનાં ગીત

લાડી ઝઝેલી સીપેટ, લાડી સીમેટ્યા ઘરે

લાડી ઝઝેલી સીપેટ, લાડી સીમેટ્યા ઘરે

બેના ઝઝેલો ઓસીનો બેનો ખોબોલી ઘરે

બેના ઝઝેલો ઓસીનો બેનો ખોબોલી ઘરે

•

ઓલી લાડી રે સેને કારી ડુસ

ઓલી લાડી રે સેને કારી ડુસ

તારી માએ જોંબુડોં ખાધેલોં રે તેને કાળી ડુસ

તારી માએ જોંબુડોં ખાધેલોં રે તેને કાળી ડુસ

ઓલી લાડી રે સેને ઢીલી ઢસ

ઓલી લાડી રે સેને ઢીલી ઢસ

તારી માએ વગેડુ ખાધેલુ રે તેને ઢીલી ઢસ

તારી માએ વગેડુ ખાધેલુ રે તેને ઢીલી ઢસ

•

મારા ભાયાને ડાયો કેતેલી ડાયાને વસ પયડીલી લાડી
મારા ભાયાને ટેળો કેતેલી ટેળાને વસ પયડીલી લાડી

•

કાચુ કોળીયુ ની ભાઇગુ લી કુંભારની સોરી.

•

માડી સામુ વધામણું વાલજો રે
માડી સામુ વધામણું વાલજો રે.

•

બોનેસોને મલવા રયલીલી લાડી
બોનેસોને મલવા રયલીલી લાડી
બનેવીયોને મલવા રયલીલી લાડી
બનેવીયોને મલવા રયલીલી લાડી
બેનપણીયોને મલવા રયલીલી લાડી
બેનપણીયોને મલવા રયલીલી લાડી
ભાઇબંધોને મલવા રયલીલી લાડી
ભાઇબંધોને મલવા રયલીલી લાડી
કાકીયોને મલવા રયલીલી લાડી

કાકીયોને મલવા રચલીલી લાડી.

•

તારા માટીનું ગાળુ રે લાડી શું કરવા રડે
તારા માટીનું ગાળુ રે લાડી શું કરવા રડે
તારા માટીના બળદીયા રે લાડી શું કરવા રડે
તારા માટીના બળદીયા રે લાડી શું કરવા રડે
તારા માટીનું ઘર રે લાડી શું કરવા રડે
તારા માટીનું ઘર રે લાડી શું કરવા રડે.

• • •